# ખૂની કે જાદુગર?



મધુકર.

"વિલાસ"ની ભેટ.

# ખૂની કે જાદુગર?

અનુવાદક:

શાકરલાલ મગનલાલ કાપડિયા,

૭, કુંભારટૂકડા, મુંબઇ નં. ૪.

મુદ્રક અને પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી,

શ્રી હરિ-હર પ્રિન્ટીંગ પ્રેસ,

૫૮, હોળી ચકલા, કોટ, મુંબઇ.

૧૯૨૬.

કિંમત બાર આના.

# બે બોલ.



"વિલાસ" ના ગ્રાહકો જાણીને ખુશી થશે કે બીજા વર્ષમાં આ ગરીબડા પત્રે લવાજમમા એક પાઇ પણ વધાર્યા વિના "ખૂની કે જાદુગર ?" નામની રા. મધુકરની તદ્દન નવી ડીટેક્ટીવ વારતા પોતાના ગ્રાહકોને ભેટ આપવાનુ સાહસ કર્યું છે. ત્રણ રૂપિયાના નજીવા લવાજમમાં આજકાલ સાધારણ માસિક પણ મળતું નથી તે જોતાં અમારા સાહસને ઉતેજન આપવા માટે અમારા ગ્રાહકો પોતાના મિત્ર મંડળમાં આ પ્રજાપ્રિય પત્રનો ફેલાવો કરવાની કૃપા કરશે એવી અમે આશા રાખીએ છીએ.

રા. મધુકરે આ વારતા અંગ્રેજી પરથી ઘટાવી છે તેનો સ્વીકાર કરવાની રજા લઇએ છીએ. મૂળ વસ્તુ અંગ્રેજી હોવા છતાં ભાઇ મધુકરે તેને સુંદર ગુજરાતી સંસારમાં ઘટાવ્યુ છે અને તેમાં તેમણે કેટલી કલા વાપરી છે તે આ વારતા વાંચનારને આપો આપજ જણાઇ જશે.

વિલાસ ઑફિસ
૧૫ મી માર્ચ
૧૯૨૬

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.
તંત્રી, વિલાસ.

ગોરા વિલાયતના કાળાં ભોપાળાં

એટલેજ

# લંડન રાજ-રહસ્ય

અથવા

## ધી મિસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

રેનોલ્ડ્સની આ મહાન નવલકથા કોઇએ પૂરી કરી નથી પણ અમે તમને સઘળા ભાગો પૂરા પાડીશું. પંદર ભાગમાં પહેલી સીરીઝની આખી વારતા પૂરી થશે.

## ચાર ભાગો તૈયાર છે!

દર ત્રણ ત્રણ મહિને નવા નવા ભાગો બહાર પડે છે. પાંચ મોહક ચિત્રો સાથે દરેક ભાગની કિમ્મત ૧૪ આના. નવો ભાગ બ્હાર પડે તેટલી પણ ધીરજ ન રહે તો "વિલાસ"ના વાર્ષિક ગ્રાહક થઇ આ મહાન વારતા દર અઠવાડીએ વાંચતા રહેજો.

તરત લખો:—વિલાસ ઓફીસ,

૯૮, હોળી ચકલા, કોટ, મુંબઇ.

# ખૂની કે જાદુગર?

## પ્રકરણ ૧ લું.

### ભેદી આપઘાત.

"જુઓ યુસુફ! આ મેલી વિદ્યાનો અંત લાવો. એ બહુજ દુષ્ટ, ભયંકર અને નીચ છે. એનો અંત લાવવોજ જોઇએ."

વૉટસન હોટલમાં ડીનર ટેબલ પર કોણી મૂકી પ્રખ્યાત ચિત્રકાર પુરૂષોત્તમ ઉપલા શબ્દો બોલ્યો. તેનો ચહેરો એટલું બોલતાં ફીક્કો પડી ગયો. તેના સ્વરમાં ભય અને ગુસ્સાનું મીશ્રણ હતુ. તેના સાથી—સુવિખ્યાત ડિટેક્ટિવ યુસુફઅલીએ વિચારવંત ઢબે સીગરેટનો દમ ખેંચ્યો અને હકારમાં માથું ધુણાવ્યું: "એ ભેદી વિદ્યા છે તે વિષે કંઇ શક નથી. પણ મને નથી લાગતું કે એ વધુવાર ચાલે. મુંબઇએ એવા ઘણા ઢોંગ જોયા છે." આટલું કહી થોડેક દૂર ખુશમીજાજથી બેઠેલા પોતાના વફાદાર મદદનીશ મહમદને ડિટેકટીવે નજીક બોલાવ્યો.

યુસુફ પુરૂષોત્તમ સાથે વૉટસન હોટલમાં ડીનર લેતો હતો. હમણાંજ બંને જમી પરવાર્યા હતા. પુરૂષોત્તમ અધીરાઇથી જરા ખાંસીને બોલ્યો: "યુસુફ! તમે આ વાતને ગંભીર લેખતા નથી. કદાચ તમારા ધંધાને લીધે તમે નાસ્તિક થઇ ગયા હશો."

મહમદે અચાનક આ વાતમાં રસ લેવાને ઉંચું જોયું. તે બોલ્યો: "જુઓ શેઠ પુરૂષોત્તમ! તમે ખરેખર આ મેલી વિદ્યા,

ભૂત ડાકણ અને એવા બીજા નોનસેન્સને માનો છો? એ તો બદમાસોની એક જાતની ચાલાકી છે. બધા ગુપ્ત વિદ્યાના ઇજારદારો એકની એક જરી પુરાણી રીતને વળગી રહ્યા છે. જુના જમાનાની જીનપરીઓ ને આ જમાનાનો મહમદ છેલ એ બધા એકજ બાજીના સોકઠાં! સમજ્યા!" જુવાનીનો ઉત્સાહ અને ગુન્હા શોધક ડિટેકટીવનો સ્પષ્ટ બુદ્ધિવાદ બતાવતો તે બોલ્યો.

મહમદની નાસ્તિકતા જોઇ પુરૂષોત્તમ જરા હસ્યો. પણ તેનું મ્હો એક પળ પછી પુનઃ ગંભીર બન્યું.

"તું ભલે હસ મહમદ! હું જુવાનીમાં આફ્રીકા ગયો હતો. અને ત્યાના ગીચ જંગલમા એક મેલી વિદ્યા જાણનાર જંગલી વૈદ્યને મળ્યો હતો. તેની કાળી ચામડીપર કાદવ અને લોહીનો લેપ હતો, તેના ગળામાં હાડકાની ભયંકર માળા લટકતી હતી અને તે ભૈરવ નાચ-મોતનો નાચ નાચતો હતો." તેનો સ્વર અંત્યત ગંભીર થઇ ગયો. યુસુફ તેની કાળી આંખો તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહ્યો.

"હું પોતે પણ તે વખતે એવી વાતને હસી કાઢતો હતો. એ જંગલી માણસની હાથ ચાલાકીને મેં ધુતકારી કાઢી હતી. પણ યુસુફ! તમે માનશો? મને એ વાતનું સ્મરણ થતાંજ બીક લાગે છે. પાછળથી મેં આફ્રીકામાં એક જંગલી જાદુગરને પોતાના શરીરપર નાના પ્રકારના જુલમ કરતો જોયો હતો. તે જીભ કાપી નાખતો, આંખો બ્હાર લાવતો, પેટમાં આરપાર તલવાર ભોકતો! મેં સુકા હાડકા જમીનપર અફાળતાં દૈત્યના નગારા વાગવાનો અવાજ

સાંભળ્યો હતો. એ જંગલી જાદુગરના મૂગા શ્રાપથી અચાનક ભેદી રીતે માણસોને મરી જતા જોયા હતા. આ બધું મેં જાતે જોયલું છે અને તેપરથી મને લાગે છે કે આફ્રીકાના એ જંગલી જાદુગર કરતાં પણ પ્રોફેસર કૃષ્ણલાલ વધુ ભયંકર છે." એ ચિત્રકારની આંખો અજબ તેજથી ચમકી રહી. તેનો સ્વર વધુને વધુ ગંભીર થતો ગયો અને તેના કપાળપર કરચલી વળી. રૂમમાં બીજા જમનારાઓની તેને પરવા ન્હોતી. તે પીછી ને કેનવાસમાં ગુલતાન થઇ જતો તેવીજ રીતે તે હમણાં ભૂતકાળનો અનુભવ યાદ કરવામાં ગુલતાન થઇ ગયો હતો તેની વિચારશીલ મુદ્રા. જોઇ મહમ્મદ પણ ગંભીર થયો. તે યુસુફની સાથે આફ્રીકા ગયો હતો અને પુરૂષોત્તમે વર્ણવેલા ભયંકર બનાવો તેણે પણ જાતે જોયા હતા.

યુસુફ હજુ મૌનજ બેસી રહ્યો હતો.

"મેં એ બધું નજરે જોયલું છે યુસુફ! એ હસી કાઢવાની વાત નથી. જુઓ, પેલો કૃષ્ણલાલ તેના કેટલાંક બોચીઆઓ સાથે આવ્યો. એને બારીકીથી જોઇ લો" ચિત્રકાર બોલ્યો.

યુસુફ ધીમેથી પોતાની ખુરશીપર જરા ફર્યો અને રેસ્ટોરાંમાં તેણે ઝડપી નજર ફેંકી.

નજીકના એક ટેબલ આગળ એક નવો માણસ કાળા શુટમાં સજ્જ થઇ ઉભો હતો અને તે એક ઉંચી પાતળી સ્ત્રીને હાથ આપી ખુરશી પર બેસાડતો હતો. એ પુરૂષની ઉંચાઇ મધ્યમ હતી. તેનો બાંધો જરા નાજુક હતો. તેના મ્હોંપર કોઇ જાતનો રંગ

ન્હોતો. તેના ચહેરાપર કોઇ જાતનો ભાવ ન્હોતો. તેના વાળ લાંબા હતા અને તે ગરદન આગળથી વ્યવસ્થિત રીતે કાપેલા હતા. તેની આંખો અતિશય કાળી—જરા ઉંડી ઉતરેલી અને ચમકતી હતી. તેના મ્હોપર જાણે કોઇ સેતાનની આંખો ચમકી રહી હોયની એવી તેની આંખો હતી.

"વેષ તો આબાદ ભજવે છે." મહમ્મદ બબડયો.

પુરૂષોત્તમે ડોકું ધુણાવી કહ્યું:

"હા. એજ મુંબઇનો મહાન જાદુગર કૃષ્ણલાલ! તેની સાથેની સ્ત્રી તે મિસ મોતી!—

યુસુફઅલી—મુંબઇનો સર્વ શ્રેષ્ઠ ડિટેક્ટીવ આ અજબ જોડીને તીક્ષ્ણ નજરે જોઇ રહ્યો. જાદુગરની સાથી મિસ મોતીના લાંબા વાળના જુલ્ફાની ગુંથેલી લટ તેના ખભાપર લટકતી હતી. માથાના આગલા ભાગપર વેશ્યાને શરમાવે એવી રીતે વાળના વિધવિધ આકાર પાડયા હતા. આંખોની આસપાસ કાળા રંગનું કુંડાળું હતું અને એ મદીલી આંખોમા કામવાસના તથા દુષ્ટતા ઝબકી રહી હતી. તેના હોઠ લાલ બીંબ જેવા હતા પણ એ રતાશ કુદરતી ન્હોતી. બનાવટી લાલી લાવવાને વિલાયતી રંગનો છૂટથી ઉપયોગ થયો હતો તે સ્પષ્ટ જણાઇ જતું હતું. તેણે પારસી ફેશનની રેશમી સાડી પહેરી હતી. ડાબી બાજુનો છાતીનો ભાગ ખુલ્લો રાખ્યો હતો અને રખેને ઉધ્ધત પવન એ ભાગ ઢાંકી નાખે તે માટે સાડીને છાતીની અધવચમાં પોલકા સાથે પીનથી જડી લીધી હતી. મુંબઇના શ્રીમંત

લહેરી લાલાઓ મિસ મોતીને ફૅશન અને પ્રગતિની "આદર્શ" મૂર્તિ ગણતા હતા.

"દુનિયા ઝૂકતી હય–ઝૂકાનેવાલા ચાહીયે." યુસુફ બબડ્યો. પુરૂષોત્તમ ગંભીર થયો.

"યુસુફ! આ માણસ નીચ, બદમાસ છે. અધ્યાત્મ વિદ્યાના બ્હાના નીચે એ પૈસાદાર ઉલ્લુંઓની જીંદગીપર નહિ કલ્પી શકાય એવા દુષ્ટ પ્રયોગો કરે છે. એનો પ્રયોગ મદીલા કેફથી શરૂ થાય છે ને મોત–ભયંકર મોતમાં પૂરા થાય છે. એવા બધા ખુનો માટે કૃષ્ણલાલ જવાબદાર છે."

ડીટેકટીવે ઓઠ પીસ્યા. મહમદ પોતાના માલીકના સ્વભાવના સઘળા રંગ જાણતો હતો. તે જોઇ શકયો કે ડિટેકટીવ સાહેબ બાજી ખેલવાની તૈયારી કરી રહ્યા છે.

ચિત્રકાર ગુસ્સે થઇ બોલવા લાગ્યો: "એ બદમાસ અને લુચ્ચો છે યુસુફ! તમે એનો કોઇ ચોકસ ગુન્હો પકડી શકવાના નથી. જે ભોળા માણસો એના શિકાર થયા છે તેઓ એટલા બ્હ્યાળુ છે કે એની સામે થવાના નથી. એ ભયથી રાજ કરે છે. અરે! ભય કરતા પણ કોઇ વધુ ભયંકર સતા એની પાસે છે." છેલ્લું વાકય બોલતાં પુરૂષોત્તમનો અવાજ પડી ગયો. ડિટેકટીવનો મનોભાવ કદિ વ્યકત થતો નહિ છતાં તેનાપર પણ અસર થઇ.

"મેલી વિદ્યા, યુસુફ! મેલી વિદ્યા!—" ચિત્રકાર બબડયો. યુસુફ થોડીવાર વિચારમાં બેસી રહ્યો.

## ૬

હૉલમાં બેંડ વાગતું હતું. પડધમપર ડોકા પડતાં યુસુફને આફ્રીકાના જંગલી પડધમનો ખ્યાલ આવ્યો. અચાનક તે ઉભો થઇ બોલ્યો:

"પુરૂષોત્તમ, એની સાથે મારી પીછાન કરાવો—"

ચિત્રકાર અજબ થયો.

"જેવી તમારી મરજી" તે બોલ્યો. પછી ધીમે સ્વરે તેણે ઉમેર્યું: "એ આપણને બધાને તારાજ કરે તે પહેલાં એને ભૂ પીતો કરી નાખો."

દશ મિનિટ પછી મહમદ અને યુસુફ કૃષ્ણલાલના ટેબલપર બેસી શેમ્પેન પીવા લાગ્યા. પુરૂષોત્તમ ઉતાવળમાં પણ સચોટ રીતે ડિટેક્ટીવ અને જાદુગરની પીછાન કરાવી "અગત્યના કામ"નું બ્હાનું કાઢી ચાલ્યો ગયો. તે ગયા પછી તેની જગાએ થોડીવારમાં જહાંગીર નામનો એક શીલ્પી આવી બેઠો કે જે કૃષ્ણલાલનો પુજારી હતો. યુસુફ સહેલાઇથી વાતોના ગપ્પામાં ભળી ગયો. પણ તેની નજર પેલા જાદુગરનુંજ પ્રથક્કરણ કરતી હતી. તે સારી પેઠે જાણતો હતો કે કૃષ્ણલાલ મુંબઇમાં "બ્રહ્મજ્ઞાન મંડળ"નો નેતા થઇ બેઠો હતો. દુનિયામાં કેટલાક એવા મૂર્ખા—ભોળા માણસો હોય છે કે જેમને જલદી જલદી મરી જઇને વૈકુંઠ યા બહેસ્તમાં જવાની ઘેલછા લાગે છે. એવા માણસોને ધુતનારા ઢોંગીઓથી દુનિયા ખાલી નથી. જ્યારે મુંબઇમાં "બ્રહ્મજ્ઞાન મંડળ"ની સ્થાપના થઇ ત્યારે એ નવી ચળવળને મુંબઇના હજારો ઢોંગોમાંની એક ગણી લઇને યુસુફે ઝાઝું ધ્યાન આપ્યું ન્હોતું. પણ ચિત્રકાર

પુરૂષોત્તમના ગંભીર સ્વરમાં રહેલા ભયથી તેનાપર કંઇક વિચિત્ર અસર થઇ હતી અને કૃષ્ણલાલ સાથે થોડીજ મિનીટ વાત કરતાં તેની ખાત્રી થઇ ગઇ કે આ બ્રહ્મવાદી સામાન્ય ઠગારો ન્હોતો.

યુસુફ-મુંબઇનો શ્રેષ્ઠ ડિટેકટીવ બાહોશ માનસશાસ્ત્રી પણ હતો. કૃષ્ણલાલના ભાવહીન ચહેરાની નીચેના ભેદો તે ભેદી શકયો. તેને પ્રેરણા થઇ કે કૃષ્ણલાલ બ્હારથી ઢોંગ કરે છે તેવો સ્વપ્નવાદી અને તરંગી તત્વજ્ઞાની ન્હોતો.

"શ્રીમાન પુરૂષોત્તમ મને કહી ગયા, મી. યુસુફઅલી! કે તમે જાદુમાં રસ લો છો." જાદુગરના મીઠા સ્વરે ડિટેકટીવની વિચારમાલા તોડી નાખી.

તે હસ્યો.

"દરેક જણ જાદુમાં થોડો ઘણો રસ લે છે." ડિટેકટીવ બોલ્યો: "મેં નજર બંધીનો પહેલો ખેલ જોયો ત્યારથીજ જાદુગરો દુનિયાના સાધારણ માનવીઓ નથી એવી મારી ખાત્રી થઇ ગઇ છે."

કૃષ્ણલાલે મંદ સ્મિત કરી જવાબ વાળ્યો: "તમે બહુ શરમાળ લાગો છો, મી. યુસુફ! મુંબઇના મહાન ડિટેકટીવ તરીકે—"

યુસુફે સીગરેટ સળગાવી આ પ્રશંસા અવગણી કાઢી.

"નજરબંધીમાં પણ કંઇક શક્તિ તો છેજ." જાદુગર બોલ્યો: પણ હું એ જાદુને નથી માનતો. હું ખરા જાદુનો શોધક છુ યાને તત્વજ્ઞાન અથવા બ્રહ્મ વિદ્યાનો ઉપાસક છુ."

યુસુફ હસ્યો: "તમે મેલી વિદ્યાની વાત કરો છો ને? એ તો જુના જમાનાના ચમત્કાર રૂપ ગણાતી હતી."

"તમે ભૂલ કરો છો મી. યુસુફઅલી!–" મિસ મોતી કંઇક અણગમાની લાગણીથી બોલી.

"ભયંકર ભૂલ! નહિ માફ થઇ શકે એવી ભૂલ!" શીલ્પી મી. જહાંગીરજી બોલ્યા: "તમારે ખાત્રી કરવી હોય તો કોઇવાર ગુરૂદેવના વર્ગમાં આવજો."

યુસુફે જાદુગર તરફ સ્થીર નજર કરી. કૃષ્ણલાલની ખંધી આંખની પાછળ શી યોજના છૂપાઇ હતી તે વિષે તે જરા અજબ થયો.

"મને એ વર્ગ માટે અધિકારી ગણવામાં આવશે?" તેણે પૂછ્યું,

કૃષ્ણલાલ જરા વાર વિચાર કરી બોલ્યો: "હું પ્રસંગોપાત જીજ્ઞાસુઓનો વર્ગ ચલાવુ છું. જો તમે ત્યાં આવવાની કૃપા કરશો તો તમને જીવન સફલ થયલુ લાગશે."

"તમારો આભાર! મને અત્યારથીજ તમારા મોહક આમંત્રણના સ્વપ્નાં આવ્યા કરશે."

"સાહેબ! તમારો ટેલીફોન—" એક વેટરે યુસુફ પાસે માન પૂર્વક આવી કહ્યું. યુસુફે ઘડીયાળમાં જોયું તો નવ વાગી ગયા હતા. તેણે મહમ્મદ તરફ જોઇ કંઇક ઇસારો કર્યો. જાદુગર અને મિસ

મોતીની રજા લીધી અને પોતે "ફોન" તરફ ગયો. મિસ મોતી અજબ લાગણીથી ડિટેકટીવને જોઇ રહી.

"અમે અમારા વર્ગમાં કોઇ દિવસ તમને મળવાની આશા રાખીશું મી. યુસુફઅલી!" તે બોલી. યુસુફ નમન કરી ટેલીફોન બોક્ષમાં ગયો. રીસીવર હાથમાં લેતાંજ તેણે ઇન્સપેકટર કોલીન્સનો અવાજ સાંભળ્યો.

"તમે છો મી. યુસુફ?"

"હા. કઇ નવા જુની?" ડિટેકટીવે પૂછ્યું.

"હા. તમે હોટલમાં છો એવી ખબર મળવાથી તમને તરત "ફોન" કરવાનું મને મન થયું. ન. ૩૨ કાલબાદેવી રોડ પર એક ભેદી આપઘાતનો બનાવ બન્યો છે."

યુસુફ હસ્યો. તે જાણુતો હતો કે કોલીન્સ તેને સામાન્ય કેસમાં બોલાવે એવો ન્હોતો. તેની ખાત્રી થઇ ગઇ કે સી. આઇ. ડી. નો ઇન્સપેકટર મુઝાઇ ગયો હશે. રીસીવર મૂકી મહમ્મદને સાથે લઇ તે એકદમ હોટલમાંથી બ્હાર નીકળ્યો અને બંને એક ટેક્ષીમાં બેસી પૂર વેગે કાલબાદેવી જવાને ઉપડયા. આખો વખત યુસુફ વિચારમાંજ બેસી રહ્યા. કાલબાદેવી પર આવતાં લોકોનું ટોળું આપઘાત કરનાર શખશને જોવા માટે ભેગું મળેલું જણાયું. પ્રજા કેવી વિચિત્ર છે! આગ અને ખુન, આપઘાત ને મારામારી જોવામાં પણ લોકોને રસ પડે છે! લોકોના ટોળાને ધકકા મારી મહમદ અને યુસુફ આગળ

વધ્યા. ત્રીજા માળ પર જતાં તેમને ઇન્સપેક્ટર કોલીન્સ મળ્યો. યુસુફે તેને સલામ કરી.

"આટલા જલદી મી. યુસુફ?" ઇન્સપેક્ટર બોલ્યો. "કેસ બહુ વિચિત્ર છે. ઉપર ઉપરથી સામાન્ય જણાય છે પણ મને કંઇ સમજ પડતી નથી."

"બનાવ શું છે?" યુસુફે પૂછ્યું.

"દયારામ નામનો એક કલાકાર આપઘાત કરી મરણ પામ્યો છે. બધા કલાકારો જેવો એ પણ ખુની હતો. સરજ્યન હાલમાં શબ તપાસે છે."

યુસુફ ટોપી હાથમાં લઇ કોલીન્સની સાથે શબવાળા ઓરડામાં ગયો. ઓરડામાં શબપર સફેદ ચાદર ઢાંકેલી હતી. વૃધ્ધ સરજ્યન કંઇ નોંધ કરવામાં ગુથાયલો હતો. તેણે યુસુફને જોઇ જરા સ્મિત કર્યું.

"તમે આવ્યા? સારૂં થયું. ચોકખો આપઘાત છે. કપાળમાં ગોળી વાગી છે. ગરીબ બિચારો! આશાજનક આર્ટીસ્ટ હતો–" કહી સરજ્યને કેટલીક વૈધક વિધા સમજાવી. યુસુફે ઉતાવળમાં શબપર નજર ફેંકી. ઇન્સપેક્ટરને પૂછ્યું: "ત્યારે તમે શાથી મુઝાવ છો?"

"પેલું જુઓને!–" કહી કાલીન્સ તરફ હાથ લંબાવ્યો. ટેબલપર એક નાની કાળી એનેમલની પેટી પડી હતી. યુસુફે તે સંભાળથી ઉઘાડી. તેમાં એક ડઝન શીશીઓ હતી જે પર "હાઇડ્રોકલોરાઇડ ઓફ

કોકેન" એ નામની પટી મારેલી હતી.

"કોકેનબાજીનું પરિણામ!—" ઇન્સપેક્ટર બોલ્યો અને યુસુફના હાથમાં ધ્રુજતા હાથે લખાયલી એક ચીઠ્ઠી આપી તે બોલ્યો: "બધો ભેદ આથી ખુલી જાય છે,"

યુસુફે ચીઠ્ઠી વાંચી:

"મારાથી સહન થતું નથી. હું પાગલ થઇ જઇશ. મારે નાસીજ જવું જોઇએ. જાળ ભયંકર થઇ ગઇ છે. મને માફ કરજો, એમાંથી બચવાનો આજ રસ્તો હતો."

યુસુફે વિચારમાં પડી હોઠ દાબ્યા. પછી ભવાં ચઢાવી ઉંચે જોયું. અચાનક તેની નજર ટેબલની ઉપર દીવાલપર એક સુશોભિત ફ્રેમમાં જડેલી છબી પર પડી. એ છબીમાંના પુરૂષનું મ્હો સફેદ અને ભાવહીન હતું તથા તેની તીક્ષ્ણ આંખો જમીનપર પડેલા શબને જાણે ભેદી રહી હતી! યુસુફ ચમકયો. કારણ કે એ છબી પેલા જાદુગર કૃષ્ણલાલની હતી. "મદીલી કેફથી એ શરૂ કરે છે ને—" ચિત્રકાર પુરૂષોત્તમના શબ્દો તેને યાદ આવ્યા.

એટલામાં કોલીન્સ બોલવા લાગ્યો: "યુસુફ! એ યુવાને અચાનક ગોળીથી પોતાનું કપાળ કેવી રીતે વીંધી નાખ્યું હશે તેની મને સમજ પડતી નથી. તેના પાડોશીના કહેવા પ્રમાણે મરવાની અરધો કલાક અગાઉ તો તે ખુશમીજાજમાં હતો. આવતી કાલે તે પોતાના રહુડીયોમાં પાડોશીઓને મીજબાની આપવાનો હતો. એણે પોતે આપઘાત કર્યો હોય એ માની શકાતું નથી છતાં-"

સરજ્યને નોટ બુકમાંથી માથુ ઉચુ કરી કહ્યું: "મી. યુસુફ! આ આપઘાતજ છે તે વિષે કશો શક નથી. આ જખમ મરનારને હાથેજ થયો છે. તમે જાણો છો કે કેટલાકની મનોદશા આપઘાત કરવાની પ્રેરણા કરે છે! કોલીન્સના મુદ્દામાં મને કંઇ રામ જણાતા નથી."

યુસુફે મરનારની છેલ્લી ઘડીની પેલી ચીઠ્ઠી સંભાળથી વાંચી ને પછી તે એક ખુણામાં પડેલી નાની લખવાની ડેસ્ક આગળ ગયો. તેમાંથી કેટલાક કાગળો કાઢી તેણે તપાસી જોયા.

"કંઇ મળે છે?" કોલીન્સે પૂછયું.

"મરનાર ચિત્રકાર હતો તે સાથે કવિ પણ હતો." કહી યુસુફે કેટલાક હસ્ત લિખિત કવિતાઓ ઇન્સપેકટરને બતાવી. કોલીન્સ તે જોઇ અજબ થઇ બોલ્યો: "જો આ મરનારના અક્ષર હોય તો પેલી ચીઠ્ઠીમાંના અક્ષર કોના હશે?"

"તમારો શક ખરો છે, કોલીન્સ! આ બનાવમાં કંઇ ભયંકર ભેદ છે ચીઠ્ઠીના અક્ષર તદ્દન જુદા છે. એક બોલ બીજા સાથે મળતો આવતો નથી. સવાલ એ છે કે જો ખુન થયું હોય તો તેનો હેતુ શો હશે?—"

તે ગંભીર વિચારમાં પડયો. એક પળ તેણે ટેબલ પરની પેલી ઝેરી શીશીઓ પર નજર કરી અને તેજ પળે તેની નજર ફરીથી પેલા જાદુગરની છબી પર ગઇ.

# પ્રકરણ ૨ જું.

## જાદુગર ને ડિટેકટીવ.

મધરાત થવા આવી હતી. ભુત ડાકણને વશ કરવાનો આજ સમય મનાય છે અને એ ભયંકર સમયે ખેતવાડી ૫ મી ગલીમાં આવેલા એક મકાનના ચોથા માળ પર ભુત યા ડાકણને વશ કરવાનો પ્રયાસ થતો હતો. કૃષ્ણલાલ જાદુગર મિસ મોતીની સાથે વોટસન હોટલમાં પ્રખ્યાત ડિટેકટીવ યુસુફઅલીને મળ્યો ત્યાર પછી લગભગ ત્રણ કલાક વહી ગયા હતા. તે હોટલમાંથી પોતાના નિવાસ સ્થાનમાં પાછો ફર્યો હતો અને હમણાં એક ગાદીવાળા સોફા પર આડો પડી પોતાની કાળી આંખે છત તરફ ઉડી જતા સીગરેટના સુગંધી ધુમાડા તરફ જોઇ રહયો હતો.

મિસ મોતી—નાજુક સૌન્દર્યની પ્રતિમા સમી એક આરામ ખુરશી પર પડી હતી. જરા જરા વારે તે કૃષ્ણલાલના ભાવહીન ચહેરા તરફ જોતી હતી.

"મારે શું કરવું?" તે આવેશ ભર્યા સ્વરે બોલી: "તમે મારી ભયંકર દશા જાણો છો. પેલી રાંડ સરલાને બધુ મળશે. પૈસા, પદવી અને સુખમય લગ્ન એ બધુ એને નસિબે ને મારે?" તે અટકી. તેના મ્હોપર ગમગીનીની છટા આવી,

કૃષ્ણલાલે વ્યંગમય હાસ્ય કર્યુ અને એક આંગળીથી પોતાના લાંબા વાળ સાથે રમત કરવા લાગ્યો.

"મોતી, આ સ્થિતીનો આપણે બરાબર વિચાર કરીએ કંઇ યોગ્ય માર્ગ મળી શકે તે માટે પ્રારંભથીજ આપણે શરૂ કરીશું. તારી પીત્રાઇ બ્હેન તારા કાકા સર લલિતરાયની વ્હાલી વારસ છે. તારા કાકા ગમે તેમ થાય તો પણ તને કંઇ આપવા માગતા નથી. ખરેખર, એની પસંદગી વિચિત્ર લાગે છે–" કહી કૃષ્ણુલાલ પોતાની સામે બેઠેલી યુવતીનુ મોહક સૌન્દર્ય જોવા લાગ્યો.

"તું તારા કાકા સાથે તકરાર કરી બેઠી ત્યારથી તારો ખર્ચ તેમણે લગભગ મીંડા જેટલો કરી નાખ્યો છે. વળી જે યુવાનને તું પરણવા માગતી હતી તેનો પ્રેમ તારી હરીફ સરલા જીતી ગઇ છે. સર લલિતરાય ગંભીર માંદગીને બીછાને પડયા છે અને તેથી તેમની અઢળક દોલત બીન સરતે તારી પીત્રણને મળવાનો સંભવ છે. આ સ્થિતિ તારે માટે અસહ્ય તો છે."

મોતી ખુરશીમાં ટટાર થઇ અકળ વકળ થતી પોતાના હાથની મુઠ્ઠી વાળવા લાગીઃ "હું એ બીલાડીને ધીક્કારૂ છુ. જો મારૂં ચાલતું હોય તો એનુ ખુન કરૂ. એ બધું લઇ જશે ને હું વા ખાતી રહી જઇશ. તમે મને મદદ નહિ કરો ? તમે મને સલાહ નહિ આપો, ગુરૂદેવ ?"

પોતાનું ગુરૂપદ સ્વીકારાયલું જોઇ કૃષ્ણુલાલ મગરૂરીથી હસ્યો.

"જો, વિજ્ઞાન આ જમાનામાં ઘણું આગળ વધ્યું છે છતાં સદ્ભાગ્યે હજુ જાદુની વિદ્યા વાંઝણી થઇ ગઇ નથી. એ વિદ્યાની

શક્તિ હજુયે અનંત છે અને એ શક્તિઓ યોગ્ય સાધકને ખુશીથી તાબે થાય છે" તે સોફા પરથી ઉઠયો અને મોતીની સામે જઇ નિશ્ચીત સ્વરે, ધીમેથી બોલવા લાગ્યો તેની ભેદી સ્થીર આંખો જાણે મોતીનુ જીગર ભેદી નાખતી હોય એવી જણાઇ અને મોતી અનિચ્છાએ પણ જરા ધ્રુજી. બત્તીના પ્રકાશમા કૃષ્ણલાલનો ચહેરો તે ઉપલા શબ્દો બોલ્યો ત્યારે દૈત્ય જેવો ભયંકર લાગતો હતો એ ઓરડાનો દેખાવ જાદુગરના સ્થાનને લાયકજ હતો. સઘળી દિવાલો પર ઘેરા બ્લુ રંગના પરદા ટાંગેલા હતા અને તે પર સોનેરી જરીથી વાઘ અને વરૂ ચીતરેલા હતા. એ રૂમ જોતાંજ કોઇ નામહીન સેતાન જોનારની છાતી પર ચઢી બેસતો. મોતી પર હીપનોટીઝમની અસર તો થઇ હતી. હવે તેને લાગ્યુ કે તે ધીમે ધીમે કૃષ્ણલાલની સમ્પૂર્ણ સતા નીચે જતી જાય છે.

"શુ-તમે શું કહો છો?" જાદુગરે તેના કાનમાં કંઇ કહેવા પછી તે ધ્રુજતા સ્વરે ગણગણી. "તમે-તમે સરલાનો :કાંટો—" તેણે પોતાનો હોઠ કરડયો બાકીના શબ્દો બોલતાં તે ડરી ગઇ.

"કૃષ્ણલાલ હસ્યો.

"એ બે ઘડીની રમત છે, મોતી! પાનને ચુનો લગાડતાંમાં એમ થઇ શકશે. અને કોઇ પણ મુર્ખો જો વચ્ચે માથું મારશે તો કંઇ શોધી શકશે નહિ. યાદ રાખ કે જે શક્તિ મારફતે હુ કામ લઇશ તે માનવ શક્તિ નથી. તે ઇતિહાસમાં વાંચ્યું હશે કે કાળ ભૈરવની કૃપાથી આ દેશમાં જુના જમાનામાં સહેલાઇથી લોકો

પોતાના દુશ્મનોનો અંત લાવી શકતા હતા. તંત્ર વિદ્યાની ખુબીજ ન્યારી છે. તને મારી શકિતની અરધી ખાત્રી તો થઇ ગઇ છે પણ સાચું માનજે કે મારી જાદુઇ શકિત અનહદ અને અપાર છે. હજુ તુ એ શકિતનું પુરૂં માપ કાઢી શકી નથી. કાલે રાતે હું તને ને આપણા મંડળના થોડાક જણને મારી સાથે લઇ જઇશ અને મારી શકિતનો પૂરો પ્રતાપ બતાવીશ. એ બચ્ચાંની રમત નથી કે મુએલાના આત્માને બોલાવવાની સાધારણ વાત નથી. કાલે રાતે જે શકિતને દુનિયા સદીઓ થયલા મરી ગયલી માને છે તેની હું તને પાસે લઇ જઇશ. તે ચૂડેલની વાત તો સાંભળી છે ને? એ નામ એક રીતે એક ભેદ છે ને બીજી રીતે જીવતો ભય છે. પણ હું તને કાલે ખરેખર ડાકણ પાસે લઇ જઇશ."

મોતી ધીમેથી હસી પડી. પણ કૃષ્ણલાલની આંખમાં કંઇક એવી ભયકરતા હતી કે તે સાચીજ વાત કરતો હતો એમ તેને લાગ્યુ.

"તમે એમ કહેવા માગો છો કે હિન્દુસ્થાનમાં આજે વીમાનો, વાયરલેસ અને મોટરકારના જમાનામાં ડાકણો જીવે છે?"

"હા." ગંભીરતાથી માથું હલાવી કૃષ્ણલાલ બોલ્યો. "તે મારે હાથે અનેક ભેદી ચમત્કારો થતા જોયા છે. હું લેભાગુ જાદુગર નથી. હું ભુત અને ભવિષ્ય વાંચી શકું છું. મુએલાના આત્મા સાથે વાત કરી શકુ છું, એ વિષે તારી તો ખાત્રી થઇ ગઇ છે. તો પછી હુ એક ડાકણને શા માટે ન બોલાવી શકું? એ

ઘણીજ બુદ્ધી થઇ છે. પણ કુદરતની દરેક શકિતને ડહાપણથી નમી જાય છે. ત્રણસો વરસ પહેલાં રજપુતાનામાં એક ડાકણને બાળી નાખવામાં આવી હતી તેની એ વારસ છે અને પોતાની દાદીના બધી વિદ્યા જાણે છે. મારી સાથે તેની ઝુપડીમાં ચાલ. ત્યા આપણે તારી મુશ્કેલીનો ઉપાય શોધી કાઢીશું ગભરા ના, સઘળી તાંત્રીક શકિતઓ તારે પડખે છે. થોડા સમયમાં તારા જીગરની ઇચ્છા હું પાર પાડીશ. પ્રથમ તારે સરલાની છબી મને લાવી આપવી પડશે. બીજું તેના વપરાશની કંઇ ચીજ લેતી આવજે. રૂમાલ કે કંઇ કપડું-ગમે તે ચાલશે. પછી આપણે જોઇ લેશું." તે નીચતાથી હસ્યો. પણ મોતી એ હાસ્યને પ્રેમાળ હાસ્ય સમજી. તે કૃષ્ણલાલને પગે લાગી બોલી:

'ગુરૂદત્ત ! તમારો આભાર હુ કદિ પણ ભૂલીશ નહિ. કાલે હુ વખતસર આવી પહોંચીશ."

"હા. ને કાલે તારી ખાત્રી થશે કે હજુ તંત્ર વિદ્યા મરી ગઇ નથી."

મોતી ઉભી થઇ. કૃષ્ણલાલે એક બટન દાબ્યું. તરતજ તેનો નોકર બીલાડી પેઠે ગુપચુપ અંદર આવ્યો.

"આહ ફુ !-મીસ મોતીને મોટરમાં બેસાડી આવ."

ચીનો નમ્યો અને મોતી જાદુગરને પ્રણામ કરી ઓરડામાંથી બ્હાર નીકળી.

જાદુગર એકલો એક કલાક સુધી મકાનની છત તરફ એકીટસે જોતો વિચારમાં સ્થીર બેસી રહયો. તે કોઇની રાહ જોતો હોય એમ લાગતુ હતું. વીજળીક લેમ્પનો પ્રકાશ તેના મ્હો પર અને દીવાલ પરના પરદા પર પડતો હતો. તે અનેક વિચારો કરતો બેઠો ત્યારે તે સ્થલ કોઇ સેતાનના નિવાસ જેવું થઇ ગયું હતું. રાતે મોડે સુધી તે એમજ બેસી રહયો.

   

યુસુફ પેલા જુવાન કલાકારના ભેદી આપઘાતથી ખરેજ મુઝાઇ ગયો હતો. લેમીંગટન રોડ પર આવેલા પોતાના મકાનમાંના એક દિવાનખાનામાં બેઠો બેઠો તે સીગરેટ પીતો હતો. તેણે પોતાની મુઝવણ મહમદ આગળ પણ કબૂલ કરી.

યુસુફે કોલીન્સ સાથે દયારામના સ્ટુડીઓની બારીક તપાસ કરી હતી પણ કોકેનની પેટી અને છૂટી છવાઇ હસ્ત લીખીત કવિતા શિવાય તેમને કંઇ એવું મળ્યું ન્હોતું કે જેથી આ ભેદ પર પ્રકાશ પડે.

મધરાત થવા આવી હતી. ડિટેકટીવનો શિકારી કૂતરો ગુપચુપ યુસુફની ખુરશીની બાજુમાં બેસી રહ્યો હતો.

"તને કંટાળો આવે છે?" મહમદે કૂતરાનો કાન પકડી કહ્યું: "હું પણ હવે સૂઇ જાઉં, સાહેબ!"

યુસુફે માથુ હલાવી હા પાડી હતી. તે એક જૂનો રેશમનો

ઝભ્ભો પહેરી બેઠો હતો. સીગરેટના ધુમાડાના અનેક ડાઘા તે પર પડ્યા હતા અને ડઝનેક જગાએ કાણાં પડયા હતા. મહમદે આ ઝભ્ભાને રજા આપવાની વારંવાર માગણી કરી હતી પણ યુસુફે હજુ તેને નકામો માન્યો ન્હોતો. ભેદી ગુન્હાનો વિચાર કરતાં તે બેશુમાર સીગરેટનો ધાણુ વાળી નાખતો. તેનું મગજ અત્યારે સીગરેટના ધુમાડામાંથી કાલબાદેવી રોડ પરના ભેદી આપઘાતનો ભેદ શોધવામાં મશગુલ થઇ ગયું હતું.

એક બાજુએ સરજ્યન મકકમતાથી જણાવતો હતો કે આ કેસ ચોકખા આપઘાતનો હતો, બીજી બાજુએ મરનારની છેલ્લી ઘડીની ચીઠ્ઠી કોઇ બીજા સખસે લખી હતી તે વિષે કંઇ શક ન્હોતો. તેમાંના કેટલાક અક્ષરો મરનારના અક્ષર સાથે મળતા હતા પણ એકંદરે એ અક્ષરોમાં ઘણો તફાવત હતો.

ઘડિયાળમાં બાર વાગ્યા. છતાં યુસુફની વિચારમાળા તૂટી નહિ. હંમેશા તેનું મન વળી વળીને દયારામના ઓરડાની દિવાલ પરની કૃષ્ણલાલની છબી પરજ ચોંટતું હતું. તેની ખાત્રી થઇ કે જાદુગરજ આ બનાવનું મૂળ છે. તેણે જાદુગરના મકાનમાં કોકેનબાજો અને અફીણીઓની મંડળી મળવાની ઉડતી ગપ સાંભળી હતી. તેણે જાદુગરને મળવાનો નિશ્ચય કર્યો. ઉલટ પાલટ તપાસમાં કદાચ તે કંઇ ભેદ ફોડી પણ દે. બીજી બાજુએ આ કેસ સાદા આપઘાતનો કેસ પણ પુરવાર થાય એ સંભવિત હતું. મરનારની લાશ પર જ્યુરી બેસાડવાની હતી. કદાચ પંચ કયાસ વખતે પણ કંઇ પ્રકાશ પડે એમ

ડિટેકટિવને લાગ્યું પણ તેથી તેની મુઝવણ મટી નહિ. અંતે તેણે સીગરેટ ફેંકી દીધી અને બીછાનામાં પડયો.

બીજે દિને સ્હવારે દશ વાગે તે ખેતવાડી પાંચમી ગલીમાં કૃષ્ણલાલને મળવા ગયો. પ્રથમ તેને પેલો ચીનો નોકર મળ્યો. ડિટેકટીવે પોતાનો કાર્ડ આપ્યો. ચીનો ભાવહીન ચહેરે એ કાર્ડ જોઇ રહયો.

"હુ શેઠને કાર્ડ બતાવી આવુ. તમે અહિં બેસો" ચીનાએ ડિટેકટીવને એક રૂમમાં ખુરશી આપી. ચીનો અંદર ગયો. યુસુફે સીગરેટ સળગાવી તેટલામાં ચીનો પાછો આવી નમન કરી બોલ્યો "પધારો."

પેલા પરદાવાળા ઓરડામાંથી ચીનો યુસુફને એક દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં મુરીશ ફરનીચર ગોઠવેલું હતું. જમીન પર કિમતી ઇરાની ગાલીચા બીછાવેલા હતા. યુસુફે જોયું કે કૃષ્ણલાલ કાળો ઝભ્ભો પહેરી એક રીકલાઇનીગ ખુરશી પર હીંચકા ખાતો હતો. તેણે યુસુફ સાથે શેકહેન્ડ કરવાને હાથ લંબાવ્યો. અને પછી તેને એક ખુરશી પર બેસવાની ઇસારત કરી યુસુફને આ માણસનો સ્પર્શ થતાંજ તેના તરફ ધિક્કાર છૂટયો.

"તમને જોઇને હું ઘણોજ ખુશી થયો છું મી૦ યુસુફ ! બોલો, શો હુકમ છે ?"

યુસુફે તેના તરફ તીક્ષ્ણ નજર કરી કહ્યુ. "મી૦ કૃષ્ણલાલ!

હું તમારી પાસે થોડીક વિગત જાણવા આવ્યો છું તમે આજે સ્હવારના પેપરો તો જોયાજ હશે—"

"ઓહ ! ગરિબ બિચારો દયારામ ! ઘણોજ દુઃખદ બનાવ ! એ ખબર વાંચતાં મને અત્યંત દુઃખ થયું હતું. જુવાન, આશાવંત આર્ટીસ્ટ આટલી નાની વયમાં જીંદગીથી હાથ ધોઇ બેઠો ! એણે આપઘાત કર્યો હતોને ?"

યુસુફે ભેદી હાસ્ય કર્યું.

"એ વિષે કંઇક શક છે. તમે દયારામના ગાઢ મિત્ર હતા ?"

એક પળ જાદુગર ડિટેક્ટીવને જોઇ રહ્યો.

"તમે-તમે શા માટે એમ પૂછો છો?—" તે બોલ્યોઃ હું તેને ઓળખતો હતો એ વાત ખરી છે. મારાથી બન્યું તેટલું મેં તેને ઉત્તેજન આપ્યું હતું. એ આશાવંત ચિત્રકાર હતો પણ એને કેટલીક ખરાબ ટેવ હતી."

"એ તમારા મંડળનો સભાસદ હતો ?"

"નહિ" જાદુગરે તરત જવાબ આપ્યોઃ "એક બે વાર એણે એક વર્ગમાં હાજરી આપી હતી. પણ—"

"બોલો," યુસુફે સત્તા દર્શક અવાજે કહ્યું. "હજુ તમે જર્મનીથી કોકેન મગાવો છો ?"

અચાનક જાદુગર ચમકયો. તેનુ મ્હો રૂની પુણી જેવું ફીક્કું

થઇ ગયું. એકદમ તે ઉભો થઇને બોલ્યોઃ "મી૦ યુસુફઅલી! તમે મારૂં અપમાન કરો છો. તમે કહેવા શું માગો છો?"

યુસુફ ચાલાકીથી તેને જોઇ રહયો "હું દિલગીર છું મી૦ કૃષ્ણલાલ! પણ કોકેનના ચિન્હો છૂપા રહેતાં નથી."

"હું પણ દિલગીર છું સાહેબ! આવા સંજોગોમાં હું તમારી દખલગીરી વધુ સહન કરી શકું એમ નથી." કહી તેણે ઘંટી મારી ને આહ ૬ ચુપચુપ ઓરડામાં દાખલ થયો.

"એમને બ્હાર લઇ જા."

યુસુફ હસ્યો.

"સાહેબજી મી૦ કૃષ્ણલાલ! કદાચ આપણે જલદીથી પાછા મળીશું" કહી તે ઓરડાની બ્હાર નીકળ્યો. કૃષ્ણલાલ કંઇ બોલ્યો નહિ પણ સીગરેટ સળગાવતા તેની આંગળી જરા ધ્રુજી.

બ્હાર આવી ડિટેકટીવ એક ટેક્ષી ભાડે કરી સીધો પોતાને ત્યાં ગયો. કૃષ્ણલાલ સાથેની થોડીક વાતચીતથી તેની ખાત્રી થઇ હતી કે તેનામાં જાદુઇ શકિત તો નથી.

"એ જૂઠો તો છે-લુચ્ચો પણ હશે. તે વિચાર કરવા લાગ્યોઃ "દયારામને ત્યાંની છબીની નીચે તેણે લખ્યું છે કે "મારા શિષ્યને અનેક શુભેચ્છાઓ અને શુભા શિષો સહિત ભેટ."

તે પોતાના રૂમમાં દાખલ થયો ત્યારે મહમદ વર્તમાન પત્રોના

કટીંગોની ફાઇલ ચોંટાડતો હતો. ડિટેકટીવને જોતાં ઉંચુ જોઇ તેણે પૂછયું: "કંઇ નવી ખબર સાહેબ?"

"તારે કૃષ્ણલાલની પાછળ પડછાયા પેઠે લાગવાનું છે. તેની બધી હીલચાલની મને વિગત જોઇએ છે. આજે જો તે કોઇ જગ્યાએ જાય તો મને ટેલીફોનથી ખબર આપજે"

મહમદ ઉત્સાહથી ઉભો થયો. તેને ફાઇલ તૈયાર કરવાનો ઘણોજ કંટાળો હતો. એ ફાઇલ ઘણી કિંમતી હોવાની યુસુફે વારવાર ખાત્રી આપી હતી છતાં મહમ્મદને એ કામ ગમતું ન્હોતુ.

* "વેષ બદલવાની કંઇ જરૂર છે સાહેબ?"

"બદલે તો સારૂં." ડીટેકટીવ બોલ્યો.

થોડીવારમાં મહમ્મદ વેષ બદલી આવ્યો. પાંચ મિનીટમા તો તે ભીખારી બની ગયો. તેનો વેષ જોઇ ડિટેકટીવ હસ્યો.

"જો મહમદ! મને ખબર કર્યા વિના કૃષ્ણલાલને તારી નજરથી દૂર ન થવા દેતો. તે મને જોઇને કંઇક ગભરાઇ ગયો છે."

"વારૂ સાહેબ!"

મહમદ ગયો. ડિટેકટીવ ડગલો કાઢી લેબોરેટરીમાં ગયો ને ત્યાં રસાયનનો કંઇ પ્રયોગ કરવામાં ગુંથાઇ ગયો.



# પ્રકરણ ૩ જું.

## જીવતી ડાકણ.

મહમ્મદ ચાર કલાક સુધી ખેતવાડી પાંચમી ગલીમાંના જાદુગર ના ઘર તરફ નજર રાખી થોભ્યો. કઇ માલુમ પડ્યું નહિ. તેણે એક ઇરાનીની દુકાનમાંથી નજર કરી ખાત્રી કરી કે હજુ કૃષ્ણલાલ ઘરમાજ હતો. તે થોભ્યો પણ હવે તેને કટાળો આવવા લાગ્યો.

અચાનક જાદુગરના મકાન આગળ એક ફાંકડી મોટરકાર આવી ઉભી રહી. તેમાંથી મીસ મોતી ઉતરી. મહમદ બારીકીથી હવે જોવા લાગ્યો.

"એ શું કરવા આવી હશે ?" તે બબડયો. મિસ મોતી ઘરમાં ચાલી ગઇ. મહમદ અરધો કલાકથી વધુ વખત બગાસા ખાતો બેસી રહ્યો. અંતે તેની આશા ફળી. કૃષ્ણલાલ મિસ મોતી મોતી, બે અપ ટુ ડેટ યુવાનો અને એક આધેડ બાઇ સાથે બહાર આવ્યો અને એ આખી ફોજ મોટરમા બેસી ગઇ. બધા મોટરમાં બેસી ગયા પછી તે તરત હોટલમાંથી બ્હાર નીકળ્યો. આમ તેમ નજર કરતાં કોઇ વિકટોરિયા કે ટેક્ષી નજરે ન પડી તે મુઝાયો. પણ હવે વખત ગુમાવાય તેમ ન્હોતું. તકદીર પર વિશ્વાસ રાખીને મોટરની પાછળના વધારાના પૈડાને તે ચોંટી ગયો અને મોટર ચાલી. પોલીસ અથવા કોઈ રાહદારી રખેને તેને હેરાન કરે એ ખ્યાલથી તે ડરતો હતો. મોટર ગોખલેના હોટલવાલી ગલીમાં દાખલ થઇ ને ત્યાં મહમદ

ચાલાકીથી ઉતરી પડયો. બાજુમાંજ વિકટોરિયા થીએટરની સામે એક ટૅક્ષી ઉભી હતી. તેનો ડ્રાઇવર તેની પીછાનવાળો હતો. મહમદે ઉતાવળમાં તેને બે બોલ કહી ટેક્ષીનો કબજો લીધો ને રાજેશ્રી જાદુગરવાળી મોટરની પાછળ જવાને તૈયાર થયા. એ વખતે કૃષ્ણુલાલે પોતાની મોટરમાંથી બ્હાર ડોકીયુ કરી શોફરને પૂછ્યું. "અહિંથા અંદેરી કેટલુ દૂર છે?"

"લગભગ પંદરથી વીસ માઇલ" શોફર બોલ્યો.

"અંદેરી ?" મહમદ વિચારમાં પડયો "ત્યારે સાહેબ બ્હાદુર અંદેરી જવાના છે કેમ ? ત્યા જઇને શું કરવાનો હશે ? ગમે તેમ હોય પણ એને ત્યા શોધી કાઢવામાં મુસ્કેલી નહિ નડે.

\+ \+ \+

આગળ જાદુગર અને પાછળ મહમદની મોટર ચાલી. સાંજે પાંચ છ વાગ્યાને સુમારે આગલી મોટર અંદેરી પહોંચી. પાછળની મોટરમાં કોઇ તેમની પાછળ પડયું છે એવો કોઇને શક ગયો ન્હોતો કૃષ્ણુલાલવાળી મોટર અંદેરીના સ્ટેશનથી થોડે દૂર આવેલા એક નાના બંગલા આગળ ઉભી રહી. મહમદે જાણી જોઇને બસો ત્રણુસો વાર દૂર પોતાની ટેક્ષી ઉભી રાખી ને પોતે ઉતરી પડયો. તેના ભીખારી વેષમાં કોઇ તેને ઓળખી શકે એમ ન્હોતું. જાણી જોઇને તે પેલા બંગલા આગળ ગયો. કમ્પાઉંડમાં દાખલ થયો ને "બાબા, ગરીબકો કુચ ખાનેકા દો" કહી ને

ભીખ માગી. આ પ્રસંગે તે જાદુગર અને તેના સાથીઓને બંગલામાં ચ્હાના ટેબલ પર બેઠેલા જોઇ શકયો "કમબખ્તો અહિં મીજબાની ઉડાવી રહ્યા છે. સાહેબને ખબર આપવા દે" ભીખ ન મળવાથી નિરાશ થયો હોય એવો દેખાવ કરી તે બંગલો છોડી સ્ટેશન પર ગયો અને ત્યાંથી ટેલીફોન મારફતે યુસુફને બધી વાત કરી.

"શાબાશ દીકરા!" યુસુફનો અવાજ આવ્યો: "ભલી બજાવી. તેમના પર બારીક નજર રાખજે. એમાંથી કદાચ કંઈ પણ સાર ન નીકળે. અથવા આખો ભેદ પણ માલુમ પડી આવે."

મહમ્મદને બિચારાને ઝાંખો ખ્યાલ સુધાં ન્હોતો કે મુંબઇથી અંદેરી સુધી જાદુગરની પાછળ પડવામાં તેણે ભયંકર જોખમ વ્હોરી લીધું હતુ. ટેલીફોન કરી તે સ્ટેશનની બ્હાર નીકળ્યો ત્યારે તેના પેટમાં બીલાડા બોલતા હતા. એક મુસલમાની હોટલમાં તેણે જે મળ્યું તે ખાઇ લીધું ને પછી એક ઝાડની નીચે શાંતિથી બેસી પેલા બંગલા તરફ નજર રાખી રહ્યો. અંતે મોટરનુ મશીન હાલવાનો અવાજ સંભળાયો. રાત પડી ગઇ હતી. ક્ષિતિજ પર ચંદ્ર ઉગ્યો હતો પણ તેનો પ્રકાશ ઝાઝો ન્હોતો.

"હવે કમબખ્તો કોણ જાણે કયાં મરવાના છે?" મહમદ મનમાં બબડયો. મોટરમાં બધા બેસી જતાં તે વીજળીક વેગે ઝાડ આગળથી મોટર તરફ દોડી ગયો અને વીજળીક વેગે પાછળના પૈડાને વળગી

બેસી ગયો મોટર જોસથી ચાલી મહમદ પવનની ઝડીથી જરા કમ્પ્યો. તેનું મગજ આ ભેદી માણસોએ ચકડોળે ચઢાવી દીધું હતું. બે એક માઈલ મોટર ચાલી ગઇ. હવે આસપાસ વેરાન જમીન શિવાય કંઇ જણાતું ન્હોતુ. આ ભયંકર એકાંત સ્થળેથીઆ માણસો ક્યાં જતાં હશે? અતે મોટર અટકી પણ તેનો વેગ ધીમો પડે તેટલાંજ મહમદ પાછળથી ઉતરી ગઈ એક વાડ પાસે છૂપાઇ ગયો હતો.

"અહિંઆ મોટર ઉભી રાખ. અમે થોડીવારમાં પાછા ફરીશું" બધા મોટરમાંથી ઉતર્યા પછી કૃષ્ણલાલે શોફરને કહ્યું.

આખી ટોળી કૃષ્ણલાલની પાછળ પાછળ ચાલવા લાગી. મહમદ પણ બીલાડાની પેઠે તેમની પાછળ પડયો. પાએક માઇલ દૂર એક નાના ડુંગર પાસે તેઓ જઇ પહોંચ્યા. આ જગ્યાએ કોઇનો નિવાસ હોય એવું લાગતું ન્હોતું. આકાશમાં ચંદ્ર આ વખતે ખીલી નીકળ્યો હતો અને તેથી સઘળે ચંદની છવાઈ ગઇ હતી. મહમદને છૂપા રહેતાં જરા મુશ્કેલી નડી પણ એ કામમાં તે ઉસ્તાદ થઇ ગયો હતો. તેને જણાયું કે એક નાની ગુફા જેવી ઝુંપડીમાં જાદુગર જવા માગતો હતો. તે જરા નજીક ગયો. તેને કાને થોડા થોડા શબ્દો સંભળાયા. મિસ મોતીનો મીઠો ધીમો અવાજ તેણે તરત પીછાન્યો.

"તમે આજે અમને નવીજ દુનિયામાં લઇ જાઓ છો? શું ખરેખર આ ઝુંપડીમાં જીવતી ચુડેલ રહે છે?" તેણે પુછ્યું. મહમદે કોઇના કટાક્ષ ભર્યા હાસ્યનો ધ્વનિ સાંભળ્યો.

"તમે હજુ પણ મારા પર અવિશ્વાસ રાખો છો? નાસ્તિક! સ્વર્ગ અને પૃથ્વી પર તમે ધારો છો તે કરતાં ઘણી વસ્તુઓ છે-' જાદુગર બોલ્યો.

અચાનક રાત્રીની નીરવતા એક ભયંકર ચીસે ભેદી નાખી. એ ચીસ ભયંકર અને ભલભલાની છાતી ધ્રુજાવી નાખે એવી હતી. મહમ્મદે જોસથી મુઠ્ઠી વાળી. કૃષ્ણલાલ કંઇ નીચ યુક્તિ પાર પાડવાની પેરવી કરી રહ્યો હતો; તેનો તે તાગ કાઢી શક્યો નહિ તેનું માથું ચકરાવા લાગ્યું હતું. પોતે સ્વપ્નામાં તો નથી એવી ખાત્રી કરવા તેણે આંખો ચોળી. પણ નહિ. તે સાચુ દૃશ્ય જોતો હતો. ઝુપડીની ઉપર ચદનીમાં એક વિચિત્ર આકાર અધ્ધર લટકતો હતો. અજાયબીથી દીગ થઇ તે ટીકીટીકીને જોવા લાગ્યો. એક વાંસની લાકડી પર એક ભયંકર વ્યક્તિ ઉભી હતી. તેના માથા પર ધગધગતા અંગારાવાળી સઘડી હતી અને તેણે ઢીલા વસ્ત્રો પહેર્યા હતા. તેના સફેદ વાળો પીઠ પર લટકી રહ્યા હતા અને વાયુના વેગથી તે હાલતાં આખો દેખાવ ભુતાવળ જેવો લાગતો હતો.

મિસ મોતી ભયભીત થઇ કૃષ્ણલાલનો હાથ પકડી ઉભી રહી અને અજાયબીથી એ ભયંકર આકાર તરફ આંગળી તાકી રહી. મહમ્મદ જે જગાએ હતો ત્યાંજ ચોંટી ગયો. એ દેખાવની સત્યતા વિષે કંઇ શકજ ન્હોતો. તેણે જોયું કે એ વસ્ત્રી ધીમેધીમે ઉપર જતી હતી. મિસ મોતી પત્થરની પૂતળી પેઠે જોઇ રહી. અચા

નક એ ટોળીમાંના એક યુવાને પોતાના ખીસામાથી રીવોલ્વર ખેંચી કાઢી અને ફટ ફટ બે ગોળી છોડી. જવાબમાં ચુડેલ ભયંકર મશ્કરી કરતી હોય તેમ વિકટ હાસ્ય હસી. અને ધીમે ધીમે તે ઉંચ આકાશમાં ઝીણા ધાબાં જેવી થઇ ગઇ. થોડીવારમાં તે અદૃસ્ય થઇ ગઇ.

મહમદે કપાળમાં મુકકી મારી: 'હું પાગલ થઇ ગયો છું. કદી આ બનાવ સાચો હોયજ નહિ' તે બબડયો. તેની છાતી જોરથી ધડકતી હતી પણ એટલામાં કૃષ્ણલાલનો ગંભીર સ્વર સંભળાયો.

"કેમ? હવે તો તમારી અશ્રધ્ધા દૂર થઇને? હવે તો તમે માનશો ને કે હું જાદુગરોનો સરદાર છું? સંભાળજો, આજે આકાશ રાક્ષસોથી ભરપૂર છે. તેમની પાસે પણ હું તમારી પેઠે મારૂ ગુરૂપદ સ્વીકારાવીશ. ચાલો." સત્તાદર્શક દમામથી તેણે મિસ મોતીનો નાજુક હાથ પકડયો. "ચાલ, ઝુંપડીમા ચાલ, ડર ના. વધુ ભયંકર ભેદો હવે પછી ખુલ્લા થશે."



# પ્રકરણ ૪ થું.

## મેલી વિધા.

અરધી મિનીટ સુધી મહમદ સ્તબ્ધ ઉભો રહયો. તેણે હમણાં પોતાની નજર સામે જીવતી ડાકણ આકાશમાં ઉડી જઇ અદ્દશ્ય થતી જોઇ હતી તેથી અજબ થઇ ફાટી આંખે તે આકાશ તરફ જોઇ રહયો. તે બાહોશ હતો તેનું મગજ સામાન્ય વાતથી ફરે એમ ન્હોતુ. તેની ટુકી પણ અનેક ભેદી બનાવો જોનારી જીંદગીમાં તેણે દુનિયાદારીના ઘણા પ્રપચો જોયા હતા પણ આવો .ભેદી દેખાવ તેણે કદિ જોયો ન્હોતો. જે ભેદનો કંઇપણ ખુલાસો ન મળે એવા બનાવથી તે જરા નાહિમ્મત થઈ ગયો. પ્રથમ તો તેને તેની આખ પરજ અવિશ્વાસ આવ્યો. તેણે વિચારવંત ઢબે વિશાલ આકાશ તરફ નજર કરી. અનેક તારા ચમકી રહ્યા હતા અને નીચે ક્ષિતિજથી જરા ઉંચે ચદ્રમા હતો.

"જહન્નમમાં જાય એ વંત્રી! આ વીસમી સદીમાં-વીમાન ને એરોપલેનના જમાનામાં એમ બનેજ નહિ—પણ—" વહેમી ભયથી તે જરા કમ્પ્યો. એ દેખાવ એટલો ભેદી, એટલો અશકય હતો કે તેને કંઇ સમજ ન પડી. આ વખતે યુસુફ હાજર હોત તો સારૂં થાત એમ તેને લાગ્યું. કદાચ તેના "સાહેબ" ના તર્ક-શાસ્ત્રમાથી આનો માનવાજોગ ખુલાસો મળી જાત.

બહુ સાવધાનીથી તે વાડ આગળથી નીકળી વાડની છાંયામાંથી ઝુંપડી તરફ ગયો. થોડેક છેટે ગયા પછી તે જમીન પર

સાઈ ગયો અને પેટે ચાલતો ચાલતો ચાલતો ઝુંપડીના એક ભાગ તરફ ગયો. પાતળા કામડાની ઝંપડીની ભીતમાં સદ્‌ભાગ્યે કાણું પડયુ હતુ મહમદે. અંદર નજર કરી અને તે ચમકી ગયો. એ ઝુપડી ઘણા જુના જમાનાની હતી. કૃષ્ણલાલ એક ચુલા પાસે ઉભો હતો અને તેની સામે જમીનપર એક ફાટેલી સાદડી પર પેલા બે જવાનો, પેલી આધેડ સ્ત્રી અને મિસ મોતી એક બીજાની નજીક બેઠાં હતાં. કૃષ્ણલાલ કઇ ભેદી વાત સમજાવી રહયો હતો એ સ્પષ્ટ હતુ. એકાંતમાં આવેલા આ સ્થળમાં મહમદ તેનો અવાજ સાંભળી શકયો.

"જરા વાર થોભો. કાળી દેવી જરા મોડી આવશે. એ આજે રાતે કાળ ભૈરવને મળવાની છે."

મિસ મોતીના ચહેરા પર ભયની સ્પષ્ટ છાપ હતી. મહમદને એને જોઇ ભયંકર સાપની તીક્ષણ આંખ જોઇ બેભાન થઇ જતા સસલાની યાદ આવી. અચાનક ઝુપડીના પાછલા બારણા પર કોઇએ લાકડીના ત્રણ ટકોરા માર્યા. કૃષ્ણલાલે હાથના ઇસારાથી બધાને ચૂપ થવાનું કહ્યું અને તે બારણા તરફ ગયો. સભાળથી તેણે દ્વાર ઉઘાડયું. અને ફાનસના ઝાંખા પ્રકાશમાં મહમદે એક ભયકર ચુડેલ ઉંબર આગળ જોઇ. તેણે કાળા વસ્ત્રો પહેર્યાં હતા. તેના ખભા પર લાંબા વાળ ઉડી રહ્યા હતા. અને માથા પર અંગારાવાળી સઘડી હતી. ભુતોની વારતામાં જેવા વર્ણન આવે છે તેવી આ જીવતી ડાકણ હતી.

"આ સાળુ સમજાતું નથી. આ બુઢ્ઢી ડાકણ હવામાં વાંસની ટટ્ટી પર બેસી અદૃશ્ય થઇ જતી હોય એમ હું માનતો નથી" પણ તે થોભ્યો. તેણે જોયું કે ચુડેલ આવતાની સાથે કૃષ્ણલાલ તેને દંડવત્ પ્રણામ કરી રહ્યો હતો

"પધારો ! મારી સાથે મારા મિત્રો તમારી પૂજા કરવા આવ્યા છે."

ડાકણે પોતાની દુષ્ટ નજર સામે બેઠેલાં સ્ત્રી પુરુષો તરફ ફેરવી. તે હસી;

"આ ખુબસુરત છોકરી પણ મારી સલાહ લેવા આવી છે ?"

કૃષ્ણલાલે નમન કરી હા પાડી ને પછી જરા વાંકા વળી તેણે ચુડેલના કાનમાં કંઇ કહ્યુ.

ડાકણ હસીને હાડપિંજર જેવી હથેલીઓ ઘસતી બોલી: "તમારા મિત્રોને જોઇ હું રાજી થઈ છું પણ જો તમને મારી મદદની જરૂર હોય તો પેલી છોકરી શિવાય બધાને બહાર જવા દો."

મિસ મોતી અચાનક ઉભી થઇ અને ભયભર્યા સ્વરે બોલી: "નહિ. મને એકલી છોડી ન જશો. મારી પાગલ ધૂનને લીધે હું અહિં નસિબ વંચાવવા આવી અને ગુરૂ—" આ પળે કૃષ્ણલાલે તેના કાનમાં કંઇ કહ્યું તેથી તે ;અચાનક ચૂપ થઇ ગઇ. બીજાઓને સંબોધી તે બોલ્યો: "કાળી દેવી પોતાની મરજી પડે તેની

સાથેજ ખાનગી વાત કરે છે માટે મહેરબાની કરી બહાર જાઓ. તમે મારી વિદ્યાના ચમત્કારની ખાત્રી કરવા જેટલું જોઇ લીધું છે. એકાંતમાં મિસ મોતીની વાછના સારી રીતે પાર પડશે. અમને અહિં ઝાઝીવાર નહિ લાગે. તમે મોટરમાં જઇ બેસો."

પેલી જાડી બાઇ ને બે જવાનો તરતજ ઉભા થયા ને ઝૂંપડીમાંથી બહાર નીકળી ગયા. તેઓ આ ભયભીત સ્થાનમાંથી ચાલ્યા જવાનીજ તક જોતાં હતાં. તેઓ બહાર નીકળ્યાં ત્યારે મહમદ જમીનપર સુઇ ગયો ને તેઓ મોટરમાં જઇ બેઠા પછીજ પાછો સાવધાનીથી ગુપ્ત રીતે ઝુંપડીમાં જોવા લાગ્યો.

"હવે વિલંબ કરવાની જરૂર નથી. તું ફોટોગ્રાફ લાવી છે ને ?" કૃષ્ણલાલ બોલ્યો.

મિસ મોતીએ ચોળીમાં હાથ નાખી એક નાનો ફોટો કાઢી આપ્યો.

"રૂમાલ કયાં છે ?"

મોતીએ ગજવામાંથી એક નાનો રેશમી રૂમાલ કાઢી જાદુગરના હાથમાં મુકયો.

"આ બે ચીજ પુરતી છે ને ?" જાદુગરે ચુડેલને પુછ્યુ. ચુડેલે બંને ચીજો હાથમાં લીધી આમતેમ ફેરવી જોઇ તેણે વિકટ હાસ્ય કરી કહ્યું:

"ખુશી થા. દીકરી ! થોડીવારમાં તારી મનકામના પૂરી થશે.

ડાકણુ ધીમા ડગલા ભરતી ચુલા પાસે ગઇ. ચુલાપર એક લોખંડ નુ મોટુ તપેલું હતુ. તેમાં તેણે પેલો રૂમાલ નાખી દીધો અને કંઇ ભેદી મંત્રો ગણગણવા લાગી. મોતી અત્યંત ડરી ગઇ. તેણે ચુલા તરફથી મ્હોં ફેરવી લીધું. "મને બીક લાગે છે."

"હવે મારી શકિતની ખાત્રી થઇ ? જો–" કૃષ્ણલાલ બોલ્યો.

મોતીએ ચુડેલ તરફ નજર કરી. એક પળમાં તપેલામાંથી લીલી આગના ભડકા નીકળી આવ્યા ને આખી ઝુંપડી લીલા પ્રકાશથી દીપી રહી.

મહમદની અજાયબીનો પાર રહ્યો નહિ. બીજી બાજુ ડાકણનું વિકટ હાસ્ય સંભળાયું. મિસ મોતી રૂની પુણી જેવી ફીકકી પડી ઉભી હતી.

"ધીરજ ધર દીકરી ! તારી શી ઇચ્છા છે ?" ચુડેલ બોલી.

"એની દુશ્મનનું મોત દેવી ! ધીમું ધીમું જાણે રોગની કુદરતી અસર હોય એવુ મોત!—" કૃષ્ણલાલ બોલ્યો: "કાળ ભૈરવના બધા દુતોની મદદ લેજો."

આ ભયંકર માણુસ આ સ્મશાન જેવી જગ્યાએ શું નીચ કારસ્થાન કરી રહ્યો હતો ? મહમદને લાગ્યું કે કદાચ આ રીતે એ પોતાની જાતને બહેલાવતો હશે ! એને આ બધું નાટકના તમાસા

જેવું લાગ્યું. તેણે ભમર દાબી જોઇ. આ શું? તેને ખાલી ભ્રમ થયો છે કે ખરેખર કોઇના પગલાંનો અવાજ સંભળાય છે? તેણે પાછું જોયું ને એક પળમાજ એક કદાવર-માણસ તેના પર તુટી પડયો. મહમદ સમજી ગયો કે તેની જાસુસી પકડાઇ ગઇ છે એટલે તે બચાવ માટે તૈયાર થઇ ગયો. બન્ને એક બીજાને જોસથી વળગી પડયા હતા. મહમદે ચાલાકીથી તેના દુશ્મનને લાત મારી અને બીજી પળે મહમદે એક હાથ છોડવી તે પોતાના દુશ્મનના મ્હોપર જોસથી મુક્કો મારવા જતો હતો તેજ .પળે તેના દુશ્મને તેના માથા પર રીવોલ્વરના કુંદાનો પ્રહાર કર્યો ને તે ચક્કરી ખાઇ જમીન પર તુટી પડયો તેના માથામાંથી લોહી વહેવા લાગ્યુ. તેના દુશ્મને નીચા વળી તેની નાડ જોઇ ને પછી ઝુંપડીમાં જઇ તેણે કૃષ્ણલાલને થોડીક વાત કરી. જાદુગરના મ્હો પર ભયંકર ક્રોધની છાયા ફરી વળી.

"મિસ મોતીને મોટરમાં લઇ જાઓને બધાને અંદરી મુકી અહિં પાછો આવ. એટલામાં હું કંઇ ઉપાય શોધી કાઢીશ."

મિસ મોતી આ શબ્દો સાંભળતાંજ ઝુંપડીની બહાર નીકળી ગઇ ને પેલો માણુસ તેને લઇ :મોટરમાં બેસી ગયો. મોટર ચાલી ગઇ.

આ બાજુ ચુડેલ તરફ જોઇ જાદુગર બોલ્યો:

"દોરડું લાવ. બહાર કોઇ જાસુસ બેભાન પડયો છે."

ચુડેલે તેના તરફ તીક્ષ્ણ નજર કરીને એક ખુણામાંથી દોરડું કાઢી આપ્યું. જાદુગર બહાર આવ્યો. તેનો ખુરવાળો પગ મહમદના પગ પર પડ્યો. ગજવામાંથી વીજળીક ફાનસ કાઢી તેણે મહમદના મ્હો પર પ્રકાશ ફેંક્યો પણ આ "ભીખારી"ને તે ઓળખી શક્યો નહિ.

"કોઇ ભીખારી નહિ જોવાનું જોવા આવ્યો લાગે છે." તેણે તેના હાથ પગ બાંધ્યા અને ઝુંપડાથી થોડે દુર એક ખેતરમાં બેભાન મહમદને તે મુકી આવ્યો.

# પ્રકરણ ૫ મું.

## "અપ-ટુ-ડેટ બલા!"

બીજે દિને સ્હવારે લગભગ અગીઆર વાગવા આવ્યા હતા. યુસુફ પોતાના દિવાનખાનામાં આરામ ખુરશીપર વિચારવંત અદાથી સીગરેટ પી રહ્યો હતો. તેનો માનીતો શિકારી કુતરો તેની બાજુમાં બેઠો હતો. કૂતરો અસ્થીર અને વ્યાકુળ જણાતો હતો. તે જરા જરા વારે શોકમય વદને પોતાના માલીક તરફ જોતો હતો. યુસુફે સીગરેટ હાથમાં લઇ કૂતરા તરફ જોઇ કહ્યું.

"શું છે? મહમદની ચિંતા થાય છે?"

કૂતરાએ શોકાર્ત અવાજ કાઢી બારણા તરફ જોયું. યુસુફે નીસાસો નાખ્યો. તે બે ચેન થયા વીના રહ્યો નહિ. તેના મદદનીશને શું થયુ હશે તે વિષે તે આશ્ચર્ય પામવા લાગ્યો. ગઇ કાલે રાતે અંધેરીથી ટેલીફોન ખબર મળી ન્હોતી તેમ તે ક્યાં હતો તે પણ યુસુફ જાણતો ન્હોતો.

"મને ખોટી ચિંતા થાય છે એ છોકરો પોતાની દરકાર કેમ કરવી તે સારી પેઠે જાણે છે પણ વખત છે..." તે અટક્યો અને જેમ તેમ ચિત્ત સ્વસ્થ કરી સ્હવારના વર્તમાનપત્રો વાંચવામાં લીન થઇ ગયો. આમ એક કલાક વહી ગયો. આટલો બધો વખત કંઇ પણ ખબર આપ્યા વિના મહમદ કદિપણ ગેર હાજર રહ્યો ન્હોતો.

તે ખુરશીપરથી ઉભો થયો અને કપડાં પર પડેલી સીગરેટની

રાખ ખંખેરી નાખી. તેણે અંદેરી જઇ મહમ્મદનું શું થયું તેની તપાસ કરવાનો નિશ્ચય કર્યો હતો. તે ડ્રેસીંગરૂમમાં ગયો ને ભુરા સર્જનો શુટ પહેરી થોડીવારમાં તૈયાર થઇ ગયો.

"ચલો બેટા-પેડ્રો !" તેણે તેના બ્હાલા શિકારી કૂતરાને સંબોધીને કહ્યું. કૂતરો એ સાંભળી ખુશાલીમાં આવી ગયો ને પૂછડી હલાવતો પોતાના માલીકની સાથે જવાને આતુર થઇ ગયો.

"ચાલ, આપણે મહમદને શોધી કાઢીએ—" કહી તે પોતાની ઘરવાળાને કંઇ કહેતો હતો એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. તેણે રીસીવર હાથમાં લીધુ અને મહમદનો સ્પષ્ટ આનંદી અવાજ સાંભળતાં તેનું વદન પ્રફુલ્લ થઇ ગયું.

"કોણ છો ? તમે કે સાહેબ ?...હું મહમદ ! અંદેરીના સ્ટેશનપરથી ફોન કરૂં છું. મારતી મોટરે અહિં આવી પહોંચ્યો હું ખુબ ખબર ભેગી કરી શક્યો છું...હા—હું સાજો છું. પણ જરા માથું ભમે છે..."

"હું તરત તારી પાસે આવું છું. મને તારી ઘણી ચિંતા થતી હતી." ડિટેક્ટીવે કહ્યું.

મહમદના મધુર હાસ્યનો અવાજ ભુંગળામાં સંભળાયો: "તમારી મીઠી ઉંઘમાં તો ખલલ ન્હોતી નડીને ? તમે જાણોછ તો ખરા કે હું કાચીપોચી માયા તો નથી. તમે આવશો ત્યારે બધી વાત કહીશ."

આટલી વાત થયા પછી યુસુફ પોતાના શિકારી કૂતરા સાથે મોટર ગેરેજમાં ગયો અને બને મોટરમાં ગોઠવાયા. મોટર અંદેરી તરફના રસ્તા પર એકાદ માઇલ દૂર ગઇ એટલે કૃષ્ણલાલ ત્યાં શા માટે ગયો હશે તેના તર્કથી ડિટેકટીવ પોતાનું મગજ કસવા લાગ્યો તેને ખાત્રી પુર્વક લાગ્યુ કે જાદુગર કોઇ નીચ, દુષ્ટ યોજનાનો અમલ કરી રહ્યો છે. તેની ચિંતા વધી. મોટર અંદેરી પહોચી તે મહમદને મળ્યો અને બને એક રેસ્ટોરામાં જઇ બેઠા પછીજ ડિટેકટીવ આરામથી સીગરેટનો દમ લઇ શકયો. મહમદ હજુ ભીખારીના વેષમાજ હતો પણ તે જરા બેડોળ દેખાતો હતા કેમકે તેના મ્હોપગનો ઘણો રગ અદ્રશ્ય થઇ ગયો હતો.

"મે આ રેસ્ટોરાંના માલીક પાસેથી એક ખાનગી રૂમ મેળવ્યો છે તેમાં આપણે નિરાંતે વાત કરી શકીશું. મેં બે જણ માટે લંચ લાવવાનો ઓર્ડર પણ આપી દીલો છે કેમકે મારા પેટમાં કુરકુરીયાં બોલી રહ્યા છે" મહમદ બોલ્યો. ડિટેકટીવનાં વદનપરની ગંભીરતા જરા ઓછી થઇ ને તેણે સ્મિત કર્યું.

તને બહુ ઇજા થઇ નથી તે જોઇને મને આનદ થાય છે." યુસુફે કહ્યું અને તે મહમદની પાછળ દાદર ચઢી પહેલા માળ પર એક નાના પણ સુંદર સગવડવાળા ઓરડામાં ગયો. ત્યાં જઇ એક આરામ ખુરશી પર તે લાંબા પગ કરી પડયો ને સીગરેટ સળગાવી બોલ્યો:

"હવે પહેલાથી બધી વાત કર."

મહમદે જરા ખંખારીને ગળું સાફ કર્યું. પછી માથા પરના જખમ પર ધીમેથી હાથ મૂકયો: "બદમાસે મને જખમ કર્યો છે પણ એ મને ફરીથી મળશે તો—" અચાનક તેના હાથની મુકકી લાગી ને તે હોઠ પીસી રહ્યો.

"હમણાં એ વાત જવા દે-પહેલા બધી વાત કર" ડિટેકટીવે કહ્યું

"લો ત્યારે સાંભળો—" કહી મહમદે પોતે જાદુગરના મુંબઇમાંના મકાન આગળ કેમ પહેરો ભર્યો હતો ત્યાથી શરૂ કરીને પોતે પેલી ડાકણના ઝૂંપડી સુધી કેવી રીતે ગયો તેનું વિગતવાર વર્ણન કર્યું.

"હવે સાહેબ ! સૌથી ચમત્કારિક બનાવ આવે છે હુ તે વખતે જાગ્રત હતો કે સ્વપ્નમાં તે હજુ પણ હું સમજી શકતો નથી. મેં જીનપરીની વાતોમાં આપણે વાંચીએ છીએ એવી ડાકણ જોઇ. તે વાંસની કાળી લાકડી પર પલાણ માંડી હવામાં મુસાફરી કરતી હતી અને આકાશમાંજ તે અલોપ થઇ ગઇ હતી ! થોડીવાર પછી તે અથવા તેની બ્હેન પાછી ઝુંપડીમાં આવી હતી."

યુસફે મહમદ તરફ તિક્ષ્ણ નજર કરી.

"રબીશ ! તારા માથા પરના જખમથી તારૂ મગજ ભ્રમિત થયલુ લાગે છે. મુદ્દાની વાત કર. તું કહે છે કે કૃષ્ણલાલ મિસ મોતી અને બીજા કેટલાક જણુ સાથે ઝુંપડીમાં દાખલ થયો હતો. આ ચુડેલ ને વત્રીની મુર્ખાઇ ભરી વાત—"

"પણ સાહેબ ! તમે સાંભળો તો ખરા. હુ જાણું છુ કે એ

માની શકાય એવું નથી પણ મેં મારી નજરે એક ચુડેલને વાંસ પર બેસી હવામાં ઉડી જતી જોઇ હતી. એ કેમ થયું, એ શી રીતે અદૃશ્ય થઇ ગઇ તે ખુદા માલુમ! કૃષ્ણલાલ જાદુગર નહિ હોય. પણ તે જુઠો તો નથીજ. તે એવા ચમત્કાર કરતો જણાય છે કે જેવી વાત આપણે પરીઓની વાતમાંજ વાંચીએ છીએ."

સુસુકે વિચારવંત ઢબે આરામ ખુરશીના હાથા પર સીગરેટ ઠોકી રાખ ખંખેરી નાખી. તેનું મગજ કોઇ પણ ગુચવાડાનુ પ્રથકકરણ કરવામાં ઉસ્તાદ હતું છતાં મહમદે જોયલા ચમત્કારથી તેની કલ્પના પણ જરા બુઠ્ઠી થયલી જણાઇ.

"મહમદ! તું હાથ ચાલાકીના ખેલોને જાદુ માને એવો નથી એમ જો હું જાણતો ન હોત તો તારી વાતને હસી કાઢી હું તને દીલ બહેલાવવાને થોડા દિવસ રજા પર મોકલત. પણ નહિ. તારી વાત આગળ ચલાવ. એક પળ આપણે માની લઇશુ કે તેં જે જોયું છે તે ખરૂં હતું. પછી શું થયુ?"

મહમદે ઝુંપડીમાં આગલી રાતે બનેલા બનાવોનું વર્ણન કરી છેવટે કહ્યું.

"પછી મને માથામાં સખ્ત ઘા થયો ને હું સ્હવાર સુધી બે ભાન પડી રહ્યો. સ્હવારે મને ભાન આવ્યું ત્યારે એક ઘાસની ગંજી પર હું પડયો હતો ને મારા હાથ પગ બાંધેલા હતા. સાહેબ,

કૃષ્ણલાલ જાદુગર હશે પણ તેને દોરડું બાંધવાની કલા આવડતી નથી મેં તમે શીખવેલી એક ટ્રીક અજમાવી જોઇ ને એકાદ કલાકમાં મેં મારા હાથ પગ છોડી નાખ્યા. પછી સાવધાનીથી પેટે ચાલીને હું ઝૂંપડી પાસે ગયો અને બારીમાંથી ડોકિયું કરી અંદર જોયું તો ત્યાં વંત્રી પણ ન્હોતી ને બીજું પણ કોઇ ન્હોતું.”

આ અજબ જેવી વાત પૂરી થતા સુસુફ અચાનક ઉભો થઇ બોલ્યો:

“ચાલ, પહેલાં આપણે એ ડાકણની ઝુંપડી જોઇ આવીએ. તેં તે વિષે કંઇ તપાસ કરી છે ?”

“હા તમે એ પૂછશો એમ ધારીને તપાસ કરતાં મને જણાયું, કે એ ઝુંપડીવાળી જગ્યાને અહિંના ગામડીઆઓ ચૂડેલનો ચબુતરો કહે છે. રાતે તો શું પણ દિવસે પણ ત્યા કોઇ જતુ નથી. એ જગ્યાએ આગાઉ કોઇ ભયકર મારો રહેતો હતો અને જુના જમાનામાં રાજા યા તેની માનીતી રખાતના ગુસ્સાના ભોગ થયલા નિર્દોષોના ગળાંપરથી એ જગ્યાએ મારાની ભયંકર છૂરી ફરી ગઇ હતી એવી લોક વાયકા છે.”

બન્ને જમ્યા અને મોટરમાં બેસી ચુડેલનો ચબુતરો જોવા તૈયાર થયા ત્યારે સુસુફે પૂછ્યું: “તેં એ કાળા દેવીની કંઇ તપાસ કરી છે ?”

“હા. થોડાક વૃધ્ધ ખેડુતોને મેં પુછપરછ કરી પણ તેઓ એ નામની કોઇ બાઇને ઓળખતા નથી. ઝુંપડું તો વરસો થયા ખાલી

પડયું છે એમ કહેવાય છે. કોઇ પણ તેની નજીક જતું નથી. સાહેબ, એ જગ્યા પણ ભયાનકજ છે હો ! '

"હશે જે હશે તે માલુમ પડશે." યુસુફ બોલ્યો.

"આ ચુડેલનો ચબુતરો." મોટર પેલી ડાકણની ઝુંપડી નજીક જઇ પુગતા મહમદ બોલ્યો. તેણે પેડ્રોના કોલરમાંથી સાંકળ કાઢી નાખી. દિવસે આ ભેદી ઝંપડું રાતના કરતાં પણ વધુ ખાવા ધાતું હતું. પેડ્રોએ જમીન સુધી શકમદ ઢબે ઘુરકવા માંડયુ યુસુફે સાથી આગળ ઝુપડી પાસે જઇ તેના બારણા ખખડાવી નાખ્યા. પણ અંદરથી ખાલી પડઘા સિવાય કંઇ જવાબ મળ્યો નહિ.

"અંદર કોઇ જણાતું નથી." તે બબડયો: "મહમદ કાળી દેવી દાખલ થઇ ત્યારે તું કયાં હતો ?"

મહમદ યુસુફને ઝૂપડીની ભીંત પાસે લઇ ગયો ને પોતે જે બાકાંમાંથી બધો તમાસો જોયો હતો તે જગ્યા ડિટેકટીવને બતાવી. યુસુફે ગજવામાં હાથ નાખી એક તીક્ષ્ણ ધારવાળો ચપ્પુ કાઢયો.

"આપણે આ ઝુંપડીમાં ચોરી કરવી પડશે" તે હસ્યો ને બાજી પળે તેણે ચપ્પુથી ઝુંપડીની જર્જરિત વાસની દીવાલ કાપવા માંડી. થોડીવારમાં એક માણસ દાખલ થઇ શકે એવડું બાકોરું તેણે પાડી નાખ્યું. સાવધાનીથી તે અંદર દાખલ થયો તેની પાછળ મહમદ તે પેડો દાખલ થયા. એ જરી પુરાણી ઝુંપડીમાં થોડાક લાકડાના બીંબ પડયા હતા. અંદરથી કોઇ ચીજની ખરાબ બુ

આવતી હતી. ચુલા પર પેલું લોખંડનું તપેલું પણ પડયુ હતુ ને યુસુફને બતાવી મહમદ બોલ્યો: "જાદુગર મહાશય અહિં ઉભા હતા."

ડિટેકટિવે ત્વરાથી બારીક તપાસ કરવા માંડી ઝુપડામાં રાચરચીલાનું નાન નીશાન ન્હોતું. એક સાદડી, એક જરીપુરાણી મેજ, અને કેટલીક સુકા છાલાપાલાની કોથળીઓ ત્યાં પડયાં હતાં યુસુફે ચુલા પરના તપેલા પર નજર કરી અને તેને તળીયેથી સભાળપૂર્વક થોડોક ભુરો પાઉડર અને બળી ગયલા રૂમાલનો થોડોક ભાગ બ્હાર કાઢયો. આ બંને ચીજો તેણે સંભાળથી એ કવરમાં મુકી. તેણે ચુલામાંની ઠંડી રાખ ચુંથી નાખી ને પછી ખુણામાં પડેલી મેજપર ની એક ભાગેલી આરશી તપાસી જોઇ ને મેજના ખુણામાં કઇ ચીકણો મલમ તથા પીળા પાઉડરની સહેજ ભુકી જણાતા તેના વદન પર સંતોષની લાગણી છવાઇ. મહમદ તેને કુતુહુલતાથી જોઇ રહ્યો હતો. તે બોલ્યો: "તમે આ બધી તપાસ કરી તેનો અર્થ શો ? મારૂ માથું તો ભમી ગયું છે. મને કઇ સમજ પડતી નથી. જો કૃષ્ણલાલ બદમાસ હોય તો તે ઘણો ચાલાક અને ભેદી બદમાસ હોવો જોઇએ"

યુસુફ ધીમુ હસ્યો.

"ધીરજના ફળ મીઠાં છે મહમદ ! તારાપર ગઇ રાતે હુમલો કરી તને જખમી કરવા શિવાય એ માણુસ સામે કઇ પણ બીજો પુરાવો આપણે હજુ શોધી શકયા નથી. એનાપર ચોકસ આરોપ મુકી એને

પરહેજ કરવામાં વિલંબ થશે. એની બીજી બાજી શી છે તથા દયારામની લાશ પરની જ્યુરી શા નિર્ણયપર આવે છે તે જાણવા સુધી આપણે થોભવું પડશે."

"સાહેબ ! એ જુવાન ચિત્રકારના મરણને કૃષ્ણલાલ સાથે કંઇ સંબંધ છે એમ તમે ધારો છો ? વર્તમાનપત્રોના રિપોર્ટ પ્રમાણે એ ચોકખો આપઘાતનો કેસ હતો."

યુસુફના મ્હોપર ભેદી હાસ્ય ફરકયું.

"હું ધારતો કંઇ નથી મહમદ ! ચાલ, હવે તારી વત્રીની કંઇક તપાસ કરીએ."

એ એકાંત કુટીરમાં એક નજર નાખી યુસુફ, પેડ્રો તથા મહમદ સાથે બ્હાર નીકળ્યો. સૂર્યના પ્રકાશમાં તેની મોટર ચકચક થઇ રહી હતી. યુસુફ મોટર પર ઉભો રહ્યો તેના હાથમા દુર્બીનની જોડ હતી તેણે મહમદને પુછ્યું.

"ગઇ રાતે તેં ડાકણને હવામાં ઉડતી જોઇ ત્યારે તું કયાં ઉભો હતો ?"

મહમદ આ હુકમ સાંભળતાં તરત પોતે ગઇ રાતે જે વાડ આગળ છુપાઇને એ ચમત્કાર જોયો હતો તે વાડ આગળ જઇ ઉભો ને બોલ્યોઃ

"હું અહિં હતો ને ચુડેલ ત્યાંથી ઉપર ઉડી ગઇ હતી."

યુસુફે દુર્બીન વડે આકાશ માર્ગ ઢૂંઢવા માંડયો. આખલો સૂધી વાતાવરણ શુધ્ધ હતું. આકાશ ક્ષિતિજમાં મળી જતું હતું. મોટરમાં

ઉભા તેણે આસપાસની જગ્યાનું દૂર્બીનથી બારીક નિરિક્ષણ કર્યું. દુર્બીનમાંતેણે એક કાળો પદાર્થ જોયો તેના મુખ પર હાસ્ય ફરક્યું. તે પેડ્રોનો કાન વ્હાલથી પકડી એ કાળા પદાર્થની દિશા તરફ હાથ લંબાવી બોલ્યો: "શોધી કાઢ, બચ્ચા !"

પેડ્રોએ આજુબાજુની જમીન સુંઘી ને નિરાશ થઈ પોતાના માલીક તરફ માથું ઉચું કરી જોયુ. તે કંઇ સમજી શકયો ન્હોતો.

"સામે બચ્ચા સામે !–" ડિકેક્ટીવે કહ્યું. પેડ્રો બે પલ શાંત રહ્યો ને પછી અચાનક પૂર્વ દિશા તરફ દોડયો તેઓ લગભગ પાંચસો વાર દૂર ગયા એટલે યુસુફે પેડ્રોને અટકાવ્યો. તેની પાસે તેનો માલીક શું માગે છે તે બિચારો પેડ્રો સમજી શકયો ન્હોતો. યુસુફનું બાહોશ મગજ ઝડપથી વિચાર કરી રહ્યું હતુ. તેણે જોયું કે આ માર્ગ પર કોઇનાં પગલાંના ચિન્હો ન્હોતા તો પછી દુર્બીનમાં પેલી કાળી ચીજ શી રીતે જણાઇ ? તેણે ફરીથી દુર્બીન માંડી જોયું ને પેડ્રોને એ કાળી ચીજવાળી દિશા તરફ જવાનો હુકમ કર્યો. પેડ્રો છલંગ મારતો દોડયો ને થોડીવારમાં દાંતમાં પકડીને એક કાળું ચીથરું લઇ આવ્યો. મહમદ એ જોઇ અજબ થઇ બોલ્યો.

"વાહ ! સાહેબ ! આ તો એ ડાકણના માથા પર બાંધેલો કાળો રૂમાલ છે."

"તારી વાતમાં હવે મને કંઇક વજુદ જણાય છે મહમ્મદ !–" યુસુફ બોલ્યો: "પેડ્રોનું નાક અજબ ભોમીયા જેવુ છે. મારી ખાત્રી છે કે આ રૂમાલ આ વેરાનમાં કોઇ માણસ નાખી ગયું નથી.

ઝુંપડીમાંથી ફેંકી દેતાં તે આટલે દુર નાખી શકાય તેમ નથી એટલે સંભવ છે કે આકાશમાંથીજ—"

"ત્યારે તમે મારી વાત માનો છો ? શું એ બદમાસ ડાકણ ખરેખર હસ્તીમાં હશે ? આ રૂમાલ કૃષ્ણલાલની સાથેના માણસે છોડેલી ગોળીથી અહિં આવી પડયો હશે."

"આ બનાવ બહુ ભેદી છે મહમદ ! તેં જે ચુડેલ જોઇ તે જેવી તેવી નથી પણ વીસમી સદીની અપ-ટુ-ડેટ ચુડેલ છે. તે મુબઇના ફેનસી બજારમાં ખરીદી કરતી હશે..." આટલું કહી યુસુફે રૂમાલના છેડા પરનું નામ મહમદને બતાવ્યું. રૂમાલના છેડા પર નાની પટી પર "આર. સેનની કંપની. નાટકના પોષાકો બનાવનાર" નું નામ હતું. મહમદની અજાયબીનો પાર રહયો નહિ.

"આ બલા તો કોઇ વિચિત્ર લાગે છે."

"હા."

"આ ભેદમાં મને કંઇ સમજ પડતી નથી. હવે શું કરવું છે ?"

"ઘેર જવાનું." યુસુફ બોલ્યો અને બીજી પળે ત્રણે જણ મોટરમાં ગોઠવાઇ જતાં મોટર પૂર વેગે માર્ગ કાપવા લાગી.

## પ્રકરણ ૬ ઠું.

### રૂમાલનો ભેદ.

મુંબઇમાં પોતાના નિવાસમાં પાછા ફર્યા પછી યુસુફ પોતાની માનીતી આરામ ખુરશી પર પડયો ત્યારે તેના મ્હો પર તેની ટેવ કરતાં વધુ વિચારશીલતા છવાઇ હતી. આવી વખતે તે તેની સહચરીને ભૂલી જતો પણ તેની બે આંગળીઓ વચ્ચેથી તેની માનીતી માશુક સીગરેટને છોડી શકતો નહિ. થોડીવાર તે લાંબા ટાંટીયા કરીને ધુંવો કાઢતો બેસી રહયો. તેની તીક્ષ્ણ નજર સીગરેટના વહી જતા ધુમાડામાંથી જાદુગરનો ભેદ શોધી રહી હતી.

આશરે અરધોએક કલાક ગંભીર મનન કરી તે ઉભો થયો અને દિવાનખાનુ તજી પોતાની નાની પણ અપ–ટુ–ડેટ લેબોરેટરીમાં ગયો. તેના ગજવામાંથી તેણે સભાળપુર્વક બે કવર કાઢયાં કે જેમાં તેણે પેલા ભેદી ઝુંપડામાંથી મળેલો પાઉડર અને બળેલા રૂમાલના કટકા નાખ્યા હતા પાઉડરનો રંગ ભુરો હતો અને તે કોઇ ખનીજ તત્વમાંથી બનાવેલો હોય એવો લાગતો હતો. યુસુફે તેના પર એક ટેસ્ટટયુબમાંથી એસીડના થોડાંક ટીપા નાખ્યા. તેના મ્હો પર સંતોષ છવાયો.

"મેગ્નેસીઅમ અને નાઇટ્રેટ ઓફ કોપર !" તે બબડયો. બીજા કવરમાંની ચીજ તેને વધુ ઉપયોગી જણાઇ.

એક કાચની સ્લાઇડ બ્હાર કાઢી તેણે તે પર કોઇ રંગહીન

પ્રવાહીના બેચાર ટીપાં નાખ્યા અને પછી ધીમેથી બળેલા રૂમાલના કટકા સભાળ પુર્વક તે પર ગોઠવી દીધા. પછી તેણે તે પર એક કાચનો બીજો કટકો ગોઠવ્યો અને બન્ને કાચને સભાળથી જોડી દીધા. મેજીક લેન્ટર્નની સ્લાઇડ બનાવવામાં આવે છે તેવા ફ્રાનસની મદદથી તેણે એ બળેલા રૂમાલવાળી સ્લાઇડ મેજીક લેન્ટર્નમા ગોઠવી સ્વીચ દાબી અને તરતજ સામેની દીવાલપર રાખેલા સફેદ પરદાપર એ બળેલા રૂમાલનું મોટું સ્પષ્ટ પ્રતિબિંબ દેખાયુ યુસુફે બારીકીથી તેનું નિરિક્ષણ કર્યું અને તે હસ્યો. એ રૂમાલના એક ખુણાપર નીચેના ભેદી અક્ષરો અને નંબરો હતા. M. 142.

તે પાછો પોતાના દિવાનખાનામાં આવ્યો ત્યારે તેની ભમ્મરોની કમાન વળી ગઇ હતી. અને કપાળપર કરચલી વળી હતી. મહમદ પેલી ઝૂપડીની થોડે દૂર મળી આવેલા રૂમાલ જેવા રૂમાલ આર. સેનની કંપનીમાં જોવા ગયો હતો. દિવાનખાનામા એકલો યુસુફજ હતો. તેણે કબાટમાંથી એક મોટી ચામડાથી બાંધેલી જાડી ચોપડી કાઢી હતી. આ ચોપડીમાં એ મહાન ડિટેકટીવે વખતો વખત ભેગી કરેલી અનેક ચિત્ર વિચિત્ર માહિતિ નોંધેલી હતી મુંબઇના દરજીઓ, કપડાના દુકાનદારો, ફેન્સી દુકાનો અને નાટક મંડળીઓ ઉપરાંત મુંબઇની જુદી જુદી વોશીંગ કંપનીના માર્ક પણ આ પુસ્તકમાં નોંધેલા હતા. તેણે સંભાળથી પોતાની તપાસ ચાલુ રાખી અને જોઇતી વિગત મળી આવતાં તેને સંતોષ થયો. પછી તે ફોન પર ગયો અને પાયધોની પોલીસ સ્ટેશનનો નંબર મેળવ્યો તરતજ ઇન્સપેકટર કોલીન્સનો સ્પષ્ટ અવાજ સંભળાયો:

"કોણ? ઓહ! તમે મી૦ યુસુફ! બોલો શું છે?–નહિ. જુરીના નિર્ણય વિષે કંઇ શકજ નથી. એ આપઘાતજ હતો. કાલે કોરોનરની કોર્ટ તપાસ કરશે. સરજયનો સર્વાનુમતે એવા મત પર આવ્યા છે કે દયારામે પોતેજ પોતાનું માથું ગોળીથી ફોડી નાખ્યુ હતુ એટલે કૃષ્ણલાલને કેસમાં સંડોવી શકાય એમ નથી. પેલા કાગળ વિષે હસ્તાક્ષરના એક્ષપર્ટો જબરી માથાકૂટ કરી બે મતમાં વહેંચાઇ ગયા છે આવા સન્જોગોમાં વધુ પુરાવાન મળે ત્યાં સુધી જાદુગર પર હાથ મુકાય તેમ નથી."

"ઠીક કોલીન્સ! આજે સાજે મારે ઘેર આવી જશો? હું તમને ઘણી રસભરી વાતો સંભળાવીશ."

"ખુશીથી આવીશ મને પણ આ કેસ ભેદી લાગે છે પણ તમે જાણો છો કે સીધા પુરાવા સિવાય પોલિસથી કંઇ પગલાં લઇ શકાતા નથી."

યુસુફે વિચાર ગ્રસ્ત મ્હોડે રીસીવર મૂકી દીધું ને તેજ પળે મહમદ લહેરી લાલની પેઠે સીટી વગાડતો અંદર આવ્યો.

"કેમ? કંઇ પતો લાગ્યો?"

"ખાસ કંઇ નહિ. આર. સેનની કંપનીમાંથી એટલી ખબર મળી કે એકાદ વર્ષ પહેલાં શ્રી મુંબઇ નાટક સમાજના "કાળ ભૈરવ" ખેલ માટે આવા કાળા રૂમાલ તથા બીજા ભેદી ડ્રેસો બનાવવામાં આવ્યા હતા. એ સિવાય કંપની કંઇ જાણતી નથી." મહમદે કહ્યું.

"વારૂ. હવે મેદાને પડીને ભુલેશ્વરની એક એક વૉશિંગ કંપનીમાં જઇ તેના માર્કની તપાસ કરી આવ. M. 142 નો નંબર કોનો છે તે આપણે જાણવું છે" કહી યુસુફે એક કાગળ પર એ નિશાની લખી આપી. મહમદ તે જોઇ પ્રશંસાની લાગણીથી હરખ્યો.

"વાહ સાહેબ! તમેય જબરા ઉસ્તાદ છો. આ માર્ક તમે ક્યાંથી મેળવ્યો ? જો એ રૂમાલના માલીકનું નામ આપણને મળી આવે તો આપણે જાદુગરની બીજી હીલચાલનો પતો મેળવી શકીશું."

"જા. જલદી જા. તર્ક વિતર્ક કરવામાં સાર નથી."

મહમદ ગયો અને ડિટેક્ટીવ વકરાયલા વાઘની પેઠે ઓરડામાં આંટા મારવા લાગ્યો. જાદુગર કૃષ્ણલાલને મળ્યાને પુરા ૪૮ કલાક પણ થયા ન્હોતા. એટલા ટુંક સમયમાં એકમેકથી વિરૂધ્ધ જતી જે ભેદી હકીકતો તેણે ભેગી કરી હતી તેમાંથી ચોક્કસ નિર્ણય પર આવવાના તે ફાંફાં મારી રહ્યો હતો.

તેના કાનમાં ચિત્રકાર પુરૂષોત્તમના ગંભીર શબ્દો વારંવાર પ્રતિ-ધ્વનિત થતા હતા. "એ કેદથી શરૂ કરે છે ને મોતથી અંત લાવે છે. કૃષ્ણલાલનો હેતુ શો હશે ? ચુડેલના ચણતરા સુધી મારતી મોટરે જવાનું કારણ ડિટેક્ટીવ કલ્પી શક્યો નહિ. મિસ મોતીને ડરાવવા માટે એ નાટક ભજવાયો હોય એમ તેને ન લાગ્યું. જો જાદુગરે વિચિત્ર મશ્કરી કરવાને તેમ કર્યું હોય તો તેની પ્રકૃતિ વિચિત્ર હોવી

જોઇએ ! બીજી બાજુએ વિચાર કરતા તેને લાગ્યુ કે સમય પસાર કરવા સિવાય જાદુગરનો કંઇ ગભીર હેતુ ન હોત તો મહમદની જાસુસી માટે તેના પર હલ્લો થાત નહિ. તે ગભીર થયો. તેણે ભલ ભલા ગુનેહગારો જોયા હતા એટલે તેનું કસાયલુ મગજ મહમદના ગઇ રાતના પરાક્રમને દૈવી યા જાદુઇ બનાવ માની લે એમ નહોતું તેની ખાત્રી થઇ હતી કે જાદુગર કંઇ ઉંડી બાજી ખેલી રહયો છે પણ તે બીજુ પગલુ ન ભરે ત્યાં સુધી ડિટેકટીવની તપાસ થોભાવ્યા વિના છૂટકો નહોતો આખો દિવસ વહી ગયો પણ જાદુગરના ભેદી વર્તનનો તાગ તે કાઢી શકયો નહિ. સાંજે પાચેકને શુમારે મહમદ આવ્યો ને તેણે ખબર આપી કે પેલો બળેલો રૂમાલ મિસ મોતીની પિત્રાઇ બ્હેન સરલાનો છે."

"એ સરલા ને મોતી બંને સર લલિતરાયની ભત્રીજી થાય છે ને ?"

"હા."

"વાતમાં કંઇ માલ લાગતો નથી. મોતીએ સરલા પાસેથી રૂમાલ વાપરવા લીધો હશે યા સરલાએ તેને ભેટ આપ્યો હશે."

"પણ ઝુંપડીમાં જાદુગર જે બોલો બોલ્યો હતો તે પરથી આ ખાસ રૂમાલની તેને જરૂર હતી એમ માલુમ પડયું હતું. ત્યાર પછી તેણે ધીમા, મંદ, ભેદી મોત વિષે કંઇ ગણગણાટ કર્યો હતો તમે એમ ધારો છો—"

"ધારવાનું કઇ નહિ. પુરાવા જોઇએ છે પુરાવા !—" યુસુફ

અધીરો થઇ બોલ્યો. તેની યશસ્વી કારકીર્દિમાં એક બીજાથી વિરુદ્ધ જતા આટલા બધા પુરાવા તેણે કોઇ કેસમાં જોયા ન્હોતા છતાં આ કેસનો એક એક પુરાવો તેની પાછળ કોઇ ભયંકર રાક્ષસી હેતુ રહેલો હોય એમ સૂચવી રહ્યો હતો.

છ વાગ્યાને શુમારે ઇન્સપેકટર કોલીન્સ ડિટેક્ટીવને મળવા આવ્યો. યુસુફની એક આરામ ખુરશી પર અઢેલાઇ તેણે હસતાં હસતાં સીગરેટ સળગાવી અને પછી ટૂંકમાં અમલદારી ઢબે જુવાન ચિત્રકાર દયારામની લાશની "પોસ્ટ મોરટમ" તપાસનો અહેવાલ કહી સંભળાવ્યો. યુસુફને તે પરથી ખબર પડી કે મરનારના હસ્તાક્ષરના બે જાતના મરોડ વિષે એક્ષપર્ટોમાં મતભેદ પડ્યો હતો. સરજ્યનોનો મક્કમ મત એવો હતો કે મરનારે પોતાને હાથે ગોળી ખાધી હતી. આથી ઇન્સપેકટર સાહેબને કેટલાક શક હોવા છતાં તેણે આગળ વધવાનું દુરસ્ત ધાર્યું ન્હોતું.

"તમે શું ધારો છો યુસુફ?" આખરે કોલીન્સે પૂછ્યું.

યુસુફે ખભાં હલાવ્યા અને પોતે જાદુગરની લીધેલી મુલાકાતનું વર્ણન કર્યું. કોલીન્સ તેના તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહ્યો. તે બોલ્યો: "આવા નજીવા પુરાવા પર તેના પોતાના ઘર પર દરોડો પાડી શકાય નહિ. અમારી પાસે એની સામે જાય એવી કંઇ સાબીતી નથી. એ કેફી વસ્તુઓનો ગેરકાયદાસર વેપાર કરે છે એવી પણ કંઇ ખબર મળી નથી. મને લાગે છે કે આ આખા તમાસાને અહિંજ ખતમ કરવો પડશે."

"જી." યુસુફ બોલ્યો.

"સૌથી સારો રસ્તો ધીરજ ધરવાનો છે. બાહોશ ગુનેહગારોની મોટામાં મોટી ખામી એ હોય છે કે વખત જતાં તેઓ પોતાની જાતપર હદ્દબહારનો વિશ્વાસ રાખતા થઇ જાય છે ને તેવી વખતે તેઓ સહેલાઇથી છટકાંમાં આપી જાય છે. જો કૃષ્ણલાલ બદમાસ હશે તો આપણે તેને કોઇવાર ગમે તે રીતે પકડીશું."

\+ \+ \+

બીજે દિને દયારામની લાશ પર ભરાયલી જુરીની તપાસ વેળાએ ડિટેકટીવ યુસુફ હાજર રહયો. ડાકટરની જુબાની ટૂંકી અને સ્પષ્ટજ હતી. દયારામના પાડોશીએ જુબાની આપી કે મરનાર જરા ધૂની સ્વભાવનો હતો પણ આપઘાતને દિને તે ખુશ મીજાજી અને આનંદી જણાયો હતો.

દયારામે જે રમણીને અનેક ચિત્રો માટે 'મોડલ' ગણી હતી તેણે કોરોનરની કોર્ટને જણાવ્યું કે મરનાર કોઇ કોઇવાર નરવસ થઇને ઉશ્કેરાઇ જતો હતો.

કોરોનર–મરનારને કંઇ કેફી વ્યસન હતું. ?

સાક્ષી–નહિ.

હવે જાદુગર પ્રોફેસર કૃષ્ણલાલની સાક્ષી લેવાઇ. તે આવતાંજ ડિટેકટીવે તેના તરફ નજર સ્થિર કરી. જાદુગર ઉંચો, શાંત. કદાવર

અને મક્કમ લાગતો હતો. તેણે જરા પણ ધ્રુજયા વિના સ્પષ્ટ જુબાની આપી: "હા. હું દયારામનો મિત્ર અને શુભેચ્છક હતો. તેના મરણની વાત સાંભળતાં મને અત્યંત આઘાત થયો હતો. આપઘાત વાળી રાતે હું વોટસન હોટલમાં ડીનર લેવા ગયો હતો. મારી સાથે સુવિખ્યાત ડિટેકટીવ મી૦ યુસુફઅલી હતા..." આટલું કહી તેણે ડિટેકટીવ તરફ જોયુ ને જરા માથું નમાવી તેને નમન કર્યું યુસુફ છાપાના રિપોર્ટરોની પાસે બેઠો હતો તેના તરફ કોરોનર તથા જુરીનું લક્ષ ગયું. યુસુફે જાદુગર તરફ નજર કરી. શું એ તેની ભ્રમણા હતી કે ખરેખર જાદુગરની કાળી આંખો તેની મશ્કરી કરી રહી હતી ?

કોરોનરની તપાસ આગળ ચાલી.

સ–એને કંઇ વ્યસન હતું ?

જ–થોડાક વખતથી એ વ્યસની થયો હતો. પ્રકૃતિ અને શરાબની ટેવને લીધે તે ધૂની થઇ ગયો હતો.

સ–તેને અફીમ યા કોકેનની ટેવ હતી ?

જ–મને કદિ એવો શક ગયો ન્હોતો.

સ–તમે મરનાર વિષે બીજું શું જાણો છો ?

જ–મારી જાણ પ્રમાણે તે પાંચ પૈસા રળી ખાતો આશાવંત યુવાન હતો.

અત્રે જુબાની પૂરી થઇ. પછી પોલિસ ઇન્સપેક્ટરનો પ્રાથમિક રિપોર્ટ રજુ થયો. કોરોનરની કોર્ટે અશાંત મનો દશામાં આપઘાત કરવાનો નિર્ણય જાહેર કર્યો પણ તેજ પલે યુસુફને લાગ્યું કે આ કરૂણ કીસ્સો ઉપરથી જણાય છે તે કરતાં વધુ ભેદી અને ઉંડો છે.

એક પખવાડિયુ યુસુફ જાદુગરના જાદુના ખેલો તથા બીજી હીલચાલ વિષે ખબર મેળવવાને ધીરજ રાખી ચૂપ રહયો. તે દરમિયાન જાદુગરનો ગુન્હો પૂરવાર થઇ શકે એવી સાબીતી મેળવવા તેણે જબરજસ્ત શોધ કરી પણ તેને કંઇ મળ્યુ નહિ દયારામના મરણ પછી જાદુગરના મકાનમાં વારંવાર "પાર્ટી" ભેગી મળતી ન્હોતી તેમ તેના આધ્યાત્મિક વર્ગો પણ મળતા નહોતા એવી પુરૂષોત્તમે ડિટેકટીવને ખબર આપી હતી. યુસુફ કંઇ ન્હોતો રહયો એટલો વખત શાંત રહયો. તેને માથે અનેક જવાબદારીનો બોજો હતો પણ આ પંદર દિવસ દરમિયાન મુંબઇના બદમાસો જાણે સુઇ ગયા હોય એવું લાગ્યું. પદર દિવસ વહી ગયા ને પછી ? પછી અચાનક એવો બનાવ બન્યો કે જેથી આખો દિવસ દિવાનખાનામાં લાંબા ટાંટીઆ કરી સીગરેટ પી સ્વપ્ના જોતો ડિટેકટીવ જાગ્રત થયો અને એક પ્રખર ગુનેહગારની પાછળ પડવા માટે કમ્મર કસી તૈયાર થઇ ગયો.

# પ્રકરણ ૭ મું.

## સરલા.

સ્હવારનો વખત હતો આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં અને મ્હા મહિનાનું માવઠું પડવાનો સંભવ જણાતો હતો. યુસુફ અશાંત અને અસ્થિર થઇ ગયો હતો. તેને જાદુગરનો ભેદ અણઉકલ્યો રહેવાથી ઘણું લાગી આવ્યું હતું. ગઇ રાતે મોડે સુધી તે પોતાની પ્રયોગ શાળામાં રસાયનના વિકટ પ્રયોગો કરતો જાગતો રહ્યો હતો તેથી સ્હવારે મોડો ઉઠયો અને નાસ્તાની ટેબલ પર બેસી મહમદ તરફ જોઇ રહ્યો મહમદ ડિટેકટીવની ડાયરીમાં જુદા જુદા છાપાના કટીંગો ચોંટાડવામાં તલ્લીન થઇ ગયો હતો.

બ્હાર બારણા આગળ ઘંટડી વાગતાં મહમદે અચાનક ઉંચું જોયું. યુસુફ પણ કોણ આવે છે તે જાણવાને આતુર થયો બીજી પળે તેનો નોકર અંદર આવી બોલ્યો: "તમને કોઇ મળવા આવ્યું છે સાહેબ! એ બહુ બેચેન જણાય છે. મેં કદિ એવો ફીકકો ચહેરો જોયો નથી." કહી તેણે ડિટેકટીવને એક વીઝીટીંગ કાર્ડ આપ્યો. યુસુફે કાર્ડ વાંચ્યો:

**મધુસુદન બી. શ્રોફ.**

"એમને અહિ આવવા દો." તેણે કહ્યું.

તેની તીક્ષ્ણ આંખોમાં નવો પ્રકાશ આવ્યો અને મહમદ તે જોઇ રાજી થયો. થોડીજવારમાં એક પાતળો યુવાન ત્યાં આવી લાગ્યો.

તેણે સાદો સફેદ શુટ પહેર્યો હતો. આંખપર ચશ્મા ચઢાવ્યા હતા. ફાંકડા કર્લ પાડીને બાળ ઓળ્યા હતા અને તેણે શાંત દેખાવાની ઘણી કોશીષ કરી છતાં યુસુફ જોઇ શકયો કે તેનું દીલ બેચેનીથી તડફડી રહ્યું હતું.

"આવો મી૦ મધુસુદન! શો હુકમ છે?" તેણે મધુસુદનને સોફાપર બેસવાનો ઇસારો કરી વિવેકથી કહ્યું.

"આ મારા મદદનીશ છે. તેમની હાજરીમાં તમારે જે કહેવું હોય તે કહેવામાં હરકત નથી. ચ્હા પીશો?"

"થેંકયુ!—" મધુસુદન બોલ્યો.

યુસુફે હુકમ કરતાં તરત નોકર ચ્હા લઇ આવ્યો. મધુસુદને ચ્હાનો પ્યાલો ખાલી કરી વાત શરૂ કરી.

"મી૦ યુસુફઅલી! હું ભારી આફતમાં આવી પડયો છું. મારી કહાણી કેમ શરૂ કરવી તે મને સમજાતું નથી. મારી વાત એવી વિચિત્ર અને અચોકસ છે કે તમે તેમાં રસ લઇ શકશો કે નહિ તે હું જાણતો નથી. મને ઝવેરી રતનલાલે તમારી પાસે આવવાની સલાહ આપી હતી. તમે બાહોશીથી પેલા ખોટા હીરાનો પ્રપંચ ખુલ્લો કર્યો હતો તેથી એ તમારો ઘણો આભાર માને છે."

"એમાં કંઇ મોટી વાત નથી. મેં મારી ફરજ બજાવી હતી. તમારે ઉતાવળ કરવાની જરૂર નથી. હું સમજું છું કે દર્દભરી વાત

શરૂ કરવી મુશ્કેલ છે. વળી તમારી તબિયત પણ કંઇ સારી જણાતી નથી. સ્હવારે તમારી કૉફી ઢળી ગયલી લાગે છે !—"

"શું ? એ વાત તમે શી રીતે જાણી ?"

"ઘણી સહેલાઇથી. તમારૂં રીસ્ટ વૉચ સ્હવારે ૮ વાગે બંધ પડયું હતું તેને તમે ગભરાટમાં ચાવી આપી નથી. તમારો રૂમાલ તમે ઉતાવળથી ખીસામાં નાખી દીધો હતો પણ હજુ તે પર કૉફીનો ડાઘ જણાય છે એટલે મને લાગ્યું કે તમારો કૉફીનો પ્યાલો ઢળી ગયો હશે."

"ઓહ ! તમે ડિટેકટીવો અજબ માણસ લાગો છો. તમે કહો છો ત્યારે આ વાત તદન સાદી લાગે છે. તમે લોકોને પરમાત્માએ પાંચને બદલે છ ઇંદ્રિયો આપેલી લાગે છે." તે હસ્યો મુસદ્દ પણ હસ્યો. આવી મિત્રાચારી ભરી વાતચીતથી મધુસુદનને હિમ્મત આવી. તે બોલ્યો: "મને તમારી સલાહની ઘણીજ જરૂર છે. હું હમણાંજ મારી વિવાહિત પત્ની મિસ સરલા નવનીતરાયને મળીને આવ્યો છું. અમારી સગાઇ બે વરસથી થઇ છે. હજુ લગ્ન થયા નથી કેમકે સરલાના કાકા સર લલિતરાય સરલાને અત્યંત ચાહે છે તેથી તેઓ એનાથી જલદી છૂટા થવા માગતા નથી. સર લલિતરાયે અમારા પ્રેમમાં હરકત નાખી નથી અને અમે એ વૃધ્ધ વડીલને રાજી રાખવાને લગ્ન મુલતવી રહેવા દીધા છે.–" તે જરા થોભ્યો.

"બોલો, આગળ ચલાવો મી૦ મધુસુદન !" ડિટેકટીવ બોલ્યો.

તેને આ યુવાનની વાત રસભરી લાગી. તેને પ્રેરણા થઇ કે અંતે જાદુગરે પોતાની બાજી પાછી ખેલવા માંડી છે.

"તમને ખબર હશે—" મધુસુદન બોલ્યોઃ "કે સર લલિતરાય આઠ દીવસ પહેલાં મરણ પામ્યા છે. તે મારી સરલાને પુત્રી જેવી ચાહતા હતા અને ખરેખર, એને એઓ એમ ચાહે તેમાં નવાઇ જેવું ન્હોતુ. સરલાએ તેના વૃદ્ધ કાકાની સેવા કરવામા બાકી રાખી ન્હોતી. સર લલિતરાયની મારી સરલા એકલી વારસ છે. સરલા તંદુરસ્ત, હસમુખી અને નિરોગી યુવતી છે. આખી જીંદગીમાં તે કદિ માંદી પડી ન્હોતી. હવે મારી કથા કરૂણ થાય છે. સર લલિત-રાયના મરણ પછી એ ગંભીર શોકમાં પડી છે. પોતાના કાકાના મરણથી એને લાગી આવે એ કુદરતી છે. મેં એને દીલાસો આપવાને મારાથી બનતો પ્રયાસ કર્યો છે પણ એ હસમુખી થવાને બદલે ગુસ્સાબાજ, ધુની અને ગંભીર થતી જાય છે. જરા અવાજ થતાં એ ધ્રુજી ઉઠે છે અને જાણે ભૂતે ભખી ખાધી હોય એવી લાગે છે."

"મી૦ મધુસુદન! તમારી પ્રિયાને કંઇ બીમારી થઇ હશે."

"નહિ મી૦ યુસુફઅલી! એના ભવિષ્ય સામે કોઇ અગમ્ય શકિત કામ કરી રહી છે એમ લાગવાથી હું તમારી પાસે આવ્યો છું. હુ કેળવાયલો માણસ હોવા છતાં મને શક ઉપજે છે કે એને કોઇએ કંઇ કરી મેલ્યુ છે. હું એને ડોકટર પાસે લઇ ગયો, એક તાંત્રીકની સલાહ લીધી પણ વ્યર્થ! મી૦ યુસુફઅલી! મારી ખાત્રી છે કે

મારી વ્હાલી કોઇ ભયંકર શક્તિના પઝામા ફસી પડી છે તેને ભૂત યા ડાકણનો વળગાડ હોવો જોઇએ તે નહિ નહિ તેવો લવારો કરે છે ને આપઘાત કરીને સઘળાનો અંત લાવવાની વાત કરે છે. જ્યારે હુ એને કઇ પુછું છુ ત્યારે એ ચુપ થઇ જાય છે ને ફાટી આંખે જોઇ રહે છે બે દિવસ પહેલાં મામલો અત્યંત ગંભીર થયો હતો. તેને સમજાવીને હું તેના કાકાના બંગલામાં અંદેરી લઇ ગયો હતો. હવા ફેરથી તેની તબીયત સુધરશે એવી મારી ધારણા હતી. જમીને અમ વરંડામાં બેઠાં હતાં. એ તદ્દન ચૂપ હતી. અચાનક એ ઉભી થઇ ને મને ચાલ્યા જવાની વિનંતી કરી. કઇપણ બ્હાનુ બતાવીને તેણે મને રજા આપી ને હું મુઝાઇને મુબઇ આવ્યો લગભગ કલાક પછી ટેલીફોન આવ્યો અને સરલાની દાસીએ મને ધ્રુજતે સ્વરે ખબર આપી કે સરલાએ રીવોલ્વરથી ભેજું તોડી નાખવાની કોશેષ કરી હતી. સારે નસીબે વખતસર દાસી જઇ પુગવાથી તે બચી ગઇ હતી. હુ આ ભયકર સમાચાર સાંભળી મારતી મોટરે અંદેરી ગયો. સરલા મોત જેવી ફીકકી પડી ગઇ હતી અને પગથી માથા સુધી થર થર ધ્રુજી રહી હતી. એના મનમાં કંઇ પણ ભયંકર ભય પેસી ગયેલો હોવો જોઇએ. કદાચ કોઇ છૂપા પાપ માટે એનું દીલ ડંખતું હશે અથવા કોઇ બદમાસ વ્યક્તિ એને સતાવી રહી હશે. ગમે તે હોય પણ એક વાત ચોકસ છે. આઠ દિવસ પહેલાં મારી સરલા હસમુખી, આનદી, હોંસીલી અને તંદુરસ્ત રમણી હતી. આજે તે બીકણુ, નરવસ, હતાશ અને પાગલ જેવી થઇ જીવનનો અંત લાવવામાંજ આરામ માનતી હોય એવી થઇ ગઇ છે."

"અજબ જેવી વાત છે, મી૦ મધુસદન! તમે કહો છો તેમ કોઇ છૂપા પાપથી તેનું જીગર ડંખતું હોય અને એ વાત એ તમને પણ ન કહી શકતી હોય એ બનવાજોગ છે. બીજી બાજુએ સર લલિતરાયની લાંબી માંદગીમાં તેમની સેવા કરીને આખરે તેમનું મરણ થવાના આઘાતથી એનું મગજ ભ્રમિત થઇ ગયું હોય એ પણ સંભવિત છે. હું ધારૂં છું કે એ ફરીથી આપઘાત કરી ન શકે તે માટે તેના પર દેખરેખ રાખવાની તમે યોગ્ય ગોઠવણ કરી હશે."

"જી હા. આજે એ એની વિશ્વાસુ દાસી ભીખી સાથે પાછી વાલકેશ્વરના મકાનમાં આવી છે. સરલાની ફૂરની માશીને પણ મેં બોલાવી છે અને તે તેની પુરતી સભાળ રાખશે તે વિશે કશો શક નથી."

ડિટેકટીવ વિચારવંત થઇ સાંભળી રહ્યો.

"સરલા સાથે કોઇને દુશ્મનાવટ છે એવી વાત તમે એને મ્હોડે કદિ સાંભળી હતી?"

"નહિ કદિ નહિ. મારી જાણ પ્રમાણે આખા જગતમાં એને કોઇ દુશ્મન નથી. શિવાય કે..." મધુસુદન અટકયો.

"બોલો છૂપાવવામાં કંઇ સાર નથી. નજીવી જણાતી વાત પણ મને કિમતી થઇ પડશે." ડિટેકટીવ બોલ્યો.

"મી૦ યુસુફઅલી! સરલાને એની પિત્રાઇ બ્હેન મોતી સાથે બનતું નથી. મારે જણાવવું જોઇએ

કે સર લલિતરાયે પોતાના બન્ને ભાઇઓ મરણ પામ્યા પછી બંનેની દીકરીઓ-સરલા અને મોતીને પોતાની છાયામા લીધી હતી. પણ મોતીના ઉડાઉ, સ્વચ્છંદી અને મોજીલા સ્વભાવથી સર લલિતરાયને તે થોડાજ વખતમા અકારી થઇ પડી અને કાકા ભત્રીજી વચ્ચે એક દિવસ એવી બોલાચાલી થઇ કે સર લલિતે તેને ઘરમાંથી કાઢી મૂકી મરતાં સુધી દર મહિને સર લલિતે મોતી પર સો સો રૂપિયા મોકલવા કર્યા હતા તે એ ભલા ગૃહસ્થની ઉદારતા બતાવે છે. મોતી સાથે મને ગાઢ પરિચય નથી પણ એ સરલા સાથે રહેતી હતી ત્યારે મે એને જોઇ હતી. એનું વર્તન હિંદુ લલનાને શોભારૂપ ન્હોતું. એકવાર એણે સરલા પર પોતાની વિરૂધ્ધ સર લલિતના કાન ભભેરવાનો આરોપ મૂકી ગાળો દીધી હતી.”

ડિટેકટીવે બુઝાઇ ગયલી સીગરેટ પાછી સળગાવી અને ધુમાડાનો ગોટો બ્હાર કાઢયો. તેની આંખો અજબ તેજથી ચમકી રહી. તેનું મગજ અત્યાર સુધી જે મુદ્દાઓ મળ્યા હતા તેમાંથી એક સ્પષ્ટ સાર ખેંચવામાં ગુંથાઇ ગયું હતું.

“મી૦ મધુસુદન ! સર લલિતરાયના વીલથી વધુ લાભ કોને થાય છે ?”

“સરલાનેજ બધી દોલત મળી છે. મોતીને દર વરસે રૂ. ૧૨૦૦ નું વ્યાજ મળે એટલી રકમ તેમણે ફકત વ્યાજ આપવાની સરતે મોતીના નામપર બેંકમાં જમા રાખી છે. જો સરલા નિ:સંતાન ગુજરી જાય તો આખો વારસો મોતીને આપવાનું મરનારનું ફરમાન છે.”

' તમારી કથા ઘણી કરૂણ છે. મી૦ મધુસુદન! હુ તમને મારાથી બનતી મદદ કરવાને તૈયાર છું. તમે સરલા સાથે મારી પીછાન કરાવી શકશો ? "

" ઘણી ખુશીથી. કહો તો આજેજ સાંજે ચાર વાગે હુ તમને ચ્હા પીવા લઇ જઇશ."

" વારૂ તમે " નરવસ ડીઝીઝ "ના સ્પેશીયાલીસ્ટ ડૉક્ટર મહ-મદખાં તરિકે મારી ઓળખાણ આપજો."

' જેવી તમારી મરજી ! ઓહ ! મી૦ યુસુફઅલી ' જો તમે સરલાની ભ્રમિત મનોદશાનું મૂળ શોધી કાઢશો તો હુ તમારો જીવનભર આભારી થઇ રહીશ."

"સાંજે ચાર વાગે આપણે સાથેજ તમારી પ્રિયતમાને મળવા જશું."

"થેંક્યુ !–" કહી મધુસુદને ડિટેક્ટીવની રજા લીધી મહમદ તેને બારણા સુધી વળાવી આવ્યો. આ બાજુ યુસુફ આરામ ખુરશી પર પડી ગંભીર વિચારમાં લીન થઇ ગયો હતો. મહમદ તેને વિચાર ગ્રસ્ત હાલતમાં જોઇને ચેડરોને લઇ ચુપચુપ બ્હાર નીકળી ગયો ને રસ્તા પર જઇ પોતાના મનને પૂછવા લાગ્યોઃ "સરલાની આપઘાત કરવાની વૃત્તિવાળી મનોદશા અને મોતીના ડાકણ સાથેના મેળાપને કંઇ સંબંધ હશે ? શું સરલાને મુઠ મારવામાં આવી હશે ?" મહમદને આ વાત બંધ બેસતી લાગી પણ તે માની શકાય એવી ન્હોતી.

# પ્રકરણ ૮ મું.

## આપઘાતનો પ્રયાસ.

મહમદ બે વાગે જમવા આવ્યો ત્યારે ડીનર ટેબલ પર બેઠેલે યુસુફ તદન બદલાઇ ગયો હતો હવે તેના મ્હો પરે મંદી કે આળસ ન્હોતા પણ તેની આંખો શિકારી કુતરા જેવી તિક્ષણ થઇ ગઇ હતી. તેના વદન પર ઉત્સાહ ઝળકી રહયો હતો અને ઓઠ દ્દઢતાથી બીડાયલા હતા.

“વેલ મહમદ! તુ આપણા મિત્ર મધુસુદન વિષે શું ધારે છે? તેણે ખુશ મીજાજે પુછ્યુ.

મહમદ હસ્યો.

“ફાકડો જવાન લાગે છે સાહેબ! એની માશુકની કહાણી શોકજનક છે. હું એ વિષે અનેક તર્ક વિતર્ક કરી રહયો હતો.”

“એમ! તું શું ધારે છે તે તો કહે. કદાચ તારૂં તર્ક શાસ્ત્ર મને ઉપયોગી થઇ પડશે.”

“સાહેબ! પેલી ડાકણના ઝૂંપડામાંથી આપણે મેળવેલો બળેલો રૂમાલ સરલાનો હતો અને એ સરલા મિસ મોતીની પિત્રાઇ બહેન થાય છે. મોતી ખુબસુરત બલા હોવી જોઇએ. કૃષ્ણલાલ સાથેની તેની ગાઢ મિત્રતા અર્થભરી છે. તમે એમ માનો છો સાહેબ! કે કૃષ્ણલાલ ખરો જાદુગર છે અને તેણે સરલા પર જાદુ કરી દીધું છે? મેં પેલી ડાકણનો ચમત્કાર જોયો ત્યારથી

અને મારા મગજ પર જવલ્લેજ વિશ્વાસ આવે છે. આ નારંગી જાદુના પ્રતાપે બીલાડી થઇ જાય યા ખુરશી બની જાય તો હું અજબ થઇશ નહિ–" કહી તે નિર્દોષ બાળક પેઠે ખડખડ હસ્યો.

યુસુફના વદન પર ભેદી સ્મિત ફરકયુ.

"હું ખરૂં કહુ છુ. સાહેબ ! આ આખો કીસ્સો ભેદી અને વિચિત્ર છે. કદાચ મેલી વિદ્યા જેવું કંઇ હોય તો ? આપણે કૃષ્ણલાલને પહેલીવાર મળ્યા તે વખતે પરસોતમે ઉચ્ચારેલા શબ્દો યાદ કરો. જો એનામા જાદુઇ શકિત હોય અને તે સાથેજ એ બદમાસ હોય તો એ કેર વર્તાવી મૂકશે. ધારો કે એ ખડા કોલીન્સને ત્રણ પગનો બગદ યા પાચ પગની ગાય બનાવી દે તો ?"

"દીકરા ! તું તારી સુંદર કલ્પના શકિત નકામી વેડફી રહયો છે. પહેલી અને છેલ્લીવાર મને કહેવા દે કે મનુષ્યની શકિતની પારની બધી વાતો હંબગ છે. આ દુનિયામાંજ એવા ભયંકર ગુન્હા બને છે કે જેના ભેદ ઉકેલવા માટે બીજી દુનિયામા જવાની જરૂર નથી. સરલાની આપઘાત કરવાની વૃત્તિને કૃષ્ણલાલ સાથે જરાપણ સંબંધ હશે તો હું શોધી કાઢીશ અને સઘળા જાદુગરો અને ડાકણોની ભેદી શકિત મારી સામે થશે તોપણ એ બદમાસને હુ કેદખાનાની હવા ખાવા મોકલી આપીશ." યુસુફ દાત કચકચાવી બોલ્યો.

" ત્યારે તમે શું ધારો છો સાહેબ ? તે રાતે કૃષ્ણલાલ પેલી ઝૂંપડીમા વંતરીના ખેલ જોવા શા માટે ગયો હશે ? એ ડાકણ લાકડી પર બેસી હવામાં શી રીતે ઉડી હશે ? પેલા—"

"એક પછી એક સવાલ પૂછ. મેં તને કયારનું કહ્યું છે કે કૃષ્ણલાલની ડાકણ જેવી તેવી નહિ પણ અપ-ટુ-ડેટ ડાકણ છે કે જે મુંબઇના કેમીકલ બજારમાંથી ખરીદી કરે છે. તેં મને પેલા સોખંડના તપેલામાંથી લીલા ભડકા નીકળવાની વાત કરી હતી. લેબોરેટરીમાં હું જે લીલો પાઉડર લઇ આવ્યો છું તે તેં જોયો છે ને?"

"હા. તે શું છે?"

"એક નવી શોધ મહમદ! મેગ્નેસીઅમ અને કોપર સલફેટ! એ જાદુગરની ડાકણે સલફેટ ઓફ કોપર સાથે કોઇ વિચિત્ર લીલો રંગ મીશ્રીત કર્યો હતો."

"ઓહો! ત્યારે એ બધી હાથ ચાલાકીજ હતી કે? ઓહ સાહેબ! હવે મારૂં દીલ જરા શાંત થયું. હવે પેલી લાકડી પર ઉડવાનો ભેદ સમજાવો એટલે થયું..."

"વખત આવ્યે બધું સમજાવીશ" ધીમે સ્વરે યુસુફ બોલ્યો અને તેણે ઘડીઆળ પર નજર કરી. બપોરના અઢી વાગ્યા હતા. વિચારવંત મ્હોડે તે ડ્રેસીંગ રૂમમાં ગયો અને ત્યાં આયના સામે વેષ બદલવામા તેણે પાએક કલાક ગુમાવ્યો.

એ વખતે ટેલીફોનની ઘંટડી વાગી. યુસુફે ઉભા ઉભાજ મહમદને કહ્યું:

"મહમદ! મારો ફોન સાંભળી લે—"

તેણે માથાપર લાંબા વાળની એક વીગ પહેરી લીધી અને પોતાના વેષથી સંતોષ પામી તે દિવાનખાનામાં ગયો. એ વખતે મહમદે ટેલીફોન પર વાત પૂરી કરી રીસીવર મૂકી દીધું અને યુસુફને જોઇ તે અજબ થઇ બોલ્યો.

– "યા ખુદા! તમે શું વેષ ભજવવા માગો છો સાહેબ! દીલ્હીના હકીમ થઇને કયાં જવા નીકળ્યા છો ?"

યુસુફ હસીને બોલ્યોઃ "મહમદ! પાણી પહેલાં પાળ બાંધેલી સારી ! હું સરલાને ભડકાવી મારવા માગતો નથી."

યુસુફે દીલ્હી શાહી અચકન પહેરી હતી. માથાપર લાંબાવાળની વીગ લગાવી હતી અને તે પર ટરકીશ ટોપી શોભાવી દીધી હતી. આ વેષમાં તે દીલ્હીના હકીમ જેવોજ લાગતો હતો.

"હું છ એક વાગે પાછો આવીશ. તારે સીનેમામાં જવું હોય તો જજે."

તે ઘરમાંથી બહાર નીકળ્યો અને થોડેક દુર જઇ એક ટેક્ષી ભાડે કરી રીજરોડ પર આવેલા મધુસુદનના બંગલામાં ગયો. મધુસુદન ટરકીશ સીગરેટ પીતો અશાંત મને દિવાનખાનામાં આંટા મારી રહયો હતો અને વારંવાર બારીએ આવી કોઇની રાહ જોતો હતો.

યુસુફ સીધો દાદર ચઢી દિવાનખાનામાં ગયો અને મધુસુદનની પાસે જઇ બોલ્યો.

"ચાલો, તમે તૈયાર છો ને ?"

મધુસુદન આ હકીમને ફાટી આંખે જોઇ રહ્યો.

"તમે—તમે મી. યુસુફ ! ઓહ ! તમે કેવા ઉસ્તાદ છો ! તમારો અવાજ હું ઓળખી શક્યો .પણ વેષ......"

યુસુફ હસ્યો.

"યાદ રાખો હું હકીમ મહમદખાં છું ને દીલ્હીનો નવો સ્પેશીઆલીસ્ટ છું—"

બન્ને નીચે ઉતર્યા ને પાછાં ટેક્ષીમાં ગોઠવાયા. ટેક્ષી ચાલી. મધુસુદન આતુર હૃદયે ડિટેકટીવને અનેક પ્રશ્નો પુછવા લાગ્યો.

"હજુ સુધી મેં કંઇ કલ્પના કરી નથી." યુસુફે શાંત સ્વરે કહ્યું : "ચોક્કસ વિગતો વિના તર્ક કરવા નકામા છે. મિસ સરલા સાથે વાતચીત કર્યા પછી કદાચ હુ ચોક્કસ નિર્ણય પર આવી શકીશ. હાલમાં મામલો તદ્દન ભેદી અને અગમ્ય છે."

ટેક્ષી મહાલક્ષ્મી પર વોરડન રોડ પર આવેલા "લલિત ભવન" નામના ભવ્ય મહાલય આગળ જઇ ઉભી. બંને જણ કમ્પાઉંડમાં દાખલ થયા. વરંડામાં સરલાની દાસી ફીકકી ફચ થઇને ઉભી હતી. તેના મ્હો પરનો ગભરાટ જોઇ મધુસુદનની છાતીમાં ફાળ પડી.

"શું છે ગંગા ?"

"ઓહ ! તમે આવ્યા શેઠ ! બાઇ–મારા બાઇ નાસી ગયા છે."

"નાસી ગઇ ? કયાં ? કયારે ? બોલ ગંગા ! વખત ન કર." મધુસુદન ગભરાઇને બોલ્યો.

"પાંચેક મિનીટ થઇ હશે" ગંગા બોલી "હું સેવા કરતી હતી એવામાં બાઇ સાહેબ મારીની નજર ચૂકાવી અચાનક નાસી ગયાં."

"ચાલો મધુસુદન ! એ બહુ દુર નહિ ગઇ હોય." યુસુફ બોલ્યો.

અને ઝડપી વેગે બહાર નીકળી બન્ને દરિયા કિનારે ચાલવા લાગ્યા.

"આ ભેદ હું સમજી શકતો નથી. અરધો કલાક પહેલા મેં ટેલીફોન કર્યો ત્યારે તો એ ખુશમીજાજમાં જણાઇ હતી." મધુસુદને કહ્યું

યુસુફ કંઇ ન બોલ્યો.

તેને પ્રેરણા થઇ કે આ મનોદશાની પાછળ કંઇક ગુપ્ત રહસ્ય હોવું જોઇએ.

રસ્તાને નાકે એક જાડો કોન્સ્ટેબલ ઉભો હતો. યુસુફે તેને પાસે બોલાવ્યો અને સરલાનું વર્ણન કરી તેની તપાસ કરી. કોન્સ્ટેબલે હાથ લંબાવી કહ્યું

"બે ત્રણ મનિટ પહેલાં એવી એક યુવતી દરિયા કિનારે ગઇ હતી."

"દરિયા કિનારે ?" મધુસુદન બબડયો "ઓહ ! એ આપઘાત કરી બેસશે—"

બન્નેના પગની ગતિ વધી. અને મધુસુદન બોલી ઉઠયો:

"પેલી રહી સરલા !"

દરિયા કિનારે દશ બાર જણ ભેગા થયા હતા અને બુમ બરાડા પાડી રહયા હતા. "દોડો દોડો" નો અવાજ આવતો હતો યુસુફ છલાંગ મારતો દોડયો. એજ પળે સરલાએ દરિયામા પડતુ મેલ્યું. ડિટેકટીવે વીજળીક વેગે ડગલો કાઢી નાખ્યો અને થોડીજ વારમાં તે બેભાન સરલાને પીઠ પર લઇ કિનારે નીકળ્યો. મધુસુદન આભો જેવો કિનારે ઉભો હતો.

"ઓહ ! યુસુફ ! તમારી બહાદુરીના શા વખાણ કરૂં ?" મધુસુદન બોલ્યો.

"મારૂં નામ ભૂલી ન જાઓ." યુસુફ ધીમે અવાજે બોલ્યો. અને સરલાને ઉપાડી રસ્તા પર આવ્યો. રસ્તા પર જતા એક વિકટોરિયા ભાડે કરી બંને જણ સરલાને લઇ લલિત ભવનમાં આવ્યા. સરલાને સંભાળથી વસ્રો બદલી પલંગ પર સુવાડવામાં આવી. થોડી વારમાં તે ભાનમાં આવી બબડી: "ઓહ ! મને મરવા દો ! તમે લોકો મને શા માટે સતાવી રહ્યા છો ?"

"તમે સૂઈ જાઓ મિસ સરલા!" યુસુફ સતાહશંક અવાજે બોલ્યો અને સરલા ડાહી છોકરી પેઠે આંખ મીચી સૂઇ ગઇ.

સરલાને સૂતી મૂકી બંને એક રૂમમાં ગયા. યુસુફે કહ્યું: "મહમદને ટેલીફોન કરી—" તે અટકયો. તેને યાદ આવી કે મહમદ સીનેમામાં લહેર કરતો હશે. મધુસુદન તેની મુઝવણ સમજી બોલ્યો: "તમને મારા કપડા "ફીટ" થઇ રહેશે. રામા! મારે ઘેર જઇ કોટ પાટલુન ને શર્ટ લઇ આવ—" તેણે રામાને હુકમ કર્યો.

ડિટેકટીવ ભીને કપડે ઇઝીચેર પર બેસી રહ્યો. થોડીવારમા રામો મધુસુદનના કપડાં લઇ આવ્યો ને યુસુફે તે પહેરી લીધાં. મધુસુદન સરલાને જોઇ યુસુફ પાસે આવ્યો.

"કેમ છે?" યુસુફે પૂછ્યું.

"ગમે તેમ લવારો કરે છે." મધુસુદન ગંભીર અવાજે બોલ્યો.

એજ પળે એક નોકર અંદર આવી બોલ્યો;

"સાહેબ! કોઇ છાપાવાળો માણસ તમને મળવા આવ્યો છે."

મધુસુદને ડિટેકટીવ તરફ જોયું.

"એને મળો મી૦ મધુસુદન!"

"પણ—પણ—આ વાત જાહેર થશે તો—"

"તેની તમે પંચાત ન કરો. છાપાવાળાઓ સેનસેશન કરવાને ઘણા આટા બાકે છે પણ કેટલીકવાર તેઓ મદદગાર થઇ પડે છે," કહી તેણે નોકરને કહ્યું: 'એને અંદર મોકલો,"

## પ્રકરણ ૯ મું.

એક પળ પછી ઓરડાના દ્વાર ઉઘડયા અને એક ચંચળ યુવાન અંદર દાખલ થયો. તેણે ચશ્મા ચઢાવેલા હતા અને તેનો પોષાક અપ–ટુ–ડેટ હતો.

'સાહેબજી !–" તે આવતાંવાર બોલ્યો અને મધુસુદને બતાવેલી ખુરશીપર બેસી ગયો: "મારૂ નામ પ્રભુદાસ છે અને હું "સંધ્યા" પત્રનો પ્રતિનિધિ છુ. તમારાપર આવેલી આફતથી હું દિલગીર થયો છું. તમને દુઃખી કરવાનો મારો હેતુ નથી પણ અમે મિસ સરલાની હાલત જાણવાને આતુર છીએ."

યુસુફે તેને પોતાના સુંદર સીગરેટ કેસમાંથી એક સીગરેટ આપી કહ્યું: "આ મી. મધુસુદન મિસ સરલાના ભવિષ્યના પતિ છે. મને કહેતાં દિલગીરી થાય છે કે સરલા બ્હેનની હાલત ઘણી ગંભીર છે અને અમે નથી ધારતા કે તે બચી શકે"

આ અપશુકનીઆ વાણી સાંભળી મધુસુદન બેબાકળો બની ગયો પણ તેના તરફ જોયા વિના ડિટેકટીવે આગળ ચલાવ્યું: "હકીકત એવી છે કે મિસ સરલા તેના કાકાની લાંબો વખત સુધી ચાકરી કરવાથી ઘણા નબળાં પડી ગયા હતાં. અમો એકજ તર્ક કરી શકીએ છીએ અને તે એ કે મગજની નબળાઇ વધી જવાથી, પોતાના વ્હાલા કાકાના મરણના શોકને લીધે અચાનક મિસ સરલાએ દરિયામાં પડતું નાખ્યું હતું..."

રિપોર્ટરે ગંભીરતાથી માથુ હલાવી નોંધ લઇ લીધી.

"અને એમના બહાદૂર રક્ષક ?"

"તેનું નામ પ્રગટ કરવાનુ નથી." મક્કમ સ્વરે યુસુફ બોલ્યો. તે એકદમ ખુરશીપરથી ઉભો થઇ ઘડીઆળ જોઇ બોલ્યો: "મી. પ્રભુદાસ! જો તમે ઉતાવળ કરશો તો આ નવી ખબર તમારી સાડા છ વાગાની આવૃતિમાં પ્રગટ કરી શકશો."

"હા. થેંક્યુ! હું ખરા અંત:કરણથી ચાહું છું કે મિસ સરલા જલદી સાજાં થાય–"

યુસુફે ગંભીરતાથી માથું હલાવ્યું અને તે રિપોર્ટરને બારણા સુધી વળાવવા ગયો ત્યા તેણે તેના કાનમાં કઇ કહ્યુ અને રિપોર્ટર વિદાય થયો. યુસુફ મધુસુદન પાસે પાછો ગયો ત્યારે તે કમનસિબ યુવાન માથે હાથ દઇ ગંભીર વિચારમાં બેઠો હતો. તેનો ચહેરો ફીકો અને ચિંતાતુર થઇ ગયો હતો. ડિટેક્ટીવને તેની ખરેખર દયા આવી.

"હિમ્મત રાખો મી મધુસુદન! તમારા હ્રદયને આઘાત કરવા માટે હુ દિલગીર છુ પણ તમારા અને મિસ સરલાના લાભ માટે એમ કહ્યા વિના બીજો રસ્તોજ ન્હોતો. વળી એવી વાત કરવાથી તમારી માશૂકની તબિયત વધુ બગડવાની નથી. એ સુદ્રઢ બાંધાની, તંદુરસ્ત અને તરૂણ સ્ત્રી છે અને મને પ્રબળ શક છે કે એની આપઘાત કરવાની વૃત્તિ મનની ચચળતા કે મગજની નબળાઇને આભારી નથી."

"હા. પણ યુસુફઅલી! આ વાત પ્રગટ થતાં અમને કેવી નામોશી લાગશે–અમારા નામ કેટલાં બદનામ થશે! દુનિયાની બત્રીસી અમને ચાવી નાખશે."

"ગભરાઓ ના. દુનિયા થોડો વખત વાત કરી ચુપ થઇ જશે. હાલમાં તમારે ધીરજ અને શાંતિ રાખવાની છે. મિસ સરલાનું શયનગૃહ કયા છે?"

"બાજુમાં."

"મને ત્યાં લઇ જાઓ."

બન્ને તે ઓરડો છોડી એક સુદર શયનગૃહમાં ગયા· દિવાલ આગળ પલંગ પડયો હતો. તેની સામે ડ્રેસીંગ ટેબલપર સ્ત્રીના શણગારની અનેક વસ્તુઓ પડી હતી. આ ઓરડાને એવી મોહક રીતે શણગારવામાં આવ્યો હતો કે તે જોતાં ત્યાં સુન્દરી કલાની ભાશુક હશે એવો જોનારને તરત ભાસ થતો.

"આ રૂમ સરલા જેવોજ મીઠો, મોહક અને કલામય છે. એનું સ્ત્રીત્વ આજ રૂમમાં ઝળકી રહ્યું છે." મધુસુદન સરલાની પ્રેમભરી પ્રશંસા કરતો બોલ્યો. ડિટેકટીવે સ્મિત કરી માથું ધૂણાવી એ મત સાથે સંમતિ દર્શાવી પણ તેનુ સઘળું લક્ષ રૂમની બારીક તપાસ કરવામાં હતું. મુરીશ ફૅશનના એક ટેબલનુ તેણે ખાનુ ઉઘાડયું અને તેમાંથી ચંદન કાષ્ટની સુંદર સીગરેટ બોક્ષ ખેંચી કાઢી. અચાનક

તેની આંખના ભવાં ચઢી ગયા. તેણે તે નાજુક પેટી હાથમાં લીધી. અને મધુસુદન તરફ નજર કરી પૂછ્યું:

"મિસ સરલા સીગરેટ પીએ છે?"

મધુસુદન જરા શરમાયો. પણ એવી શરમ ડિટેક્ટીવ આગળ ચાલે એમ ન્હોતું.

"એ અંગ્રેજી સમાજના સહવાસની મ્હોકાણ છે. તમે જાણો છો કે સર લલિતરાયને અંગ્રેજો સાથે ગાઢ સહવાસ હતો તેથી સરલા અંગ્રેજ બાનુઓની સોબતથી સીગરેટ પીતા શીખી છે-એને સેમસોનીઅન સીગરેટનો ઘણોજ શોખ છે. એવી સીગરેટ કેરોમાં એકજ કારખાનું બનાવે છે. ત્યાંથી સરલા હજાર હજાર સીગરેટ સામટી મગાવે છે."

"એ પણ અજબ જેવું છે." કહી તેણે બોક્ષમાંથી લગભગ અરધો ડઝન સીગરેટ બહાર કાઢી. બારીકીથી તેણે સીગરેટો તપાસી જોઇ પણ બાહ્ય દેખાવ પરથી તે બહુ ઓછું જાણી શક્યો. સીગરેટો હાથની બનાવેલી જરા લાંબી અને ગોળાકાર હતી. અને તેમાં ઇજીપ્શીયન તમાકુ ભરેલો હતો. વિચારપૂર્વક યુસુફે એક સીગરેટ સળગાવી અને બાકીની પોતાના સીગરેટ કેસમાં નાખી. મધુસુદન તેના તરફ આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો.

"તમે-તમે એમ ધારો છો—" તે બબડ્યો.

"તર્ક–ખાલી તર્ક મી૦ મધુસુદન !—હવે હું જઇશ. મીસ સર-લાની અત્યંત સંભાળ રાખવાની તમને ભલામણ કરવાની હું જરૂર જોતો નથી. યાદ રાખજો કે ટેલીફોન પર એની તબિયતના કોઇ સમાચાર પુછે તો તમારે એમજ કહેવાનું છે કે મિસ સરલા જે પળ જાય છે તેમાં આ દુનિયા તજી જશે."

"વારૂ. પણ આ. ઘોટાળો છે શું ?"

"ધીરજ રાખો. મને કઇ નવી ખબર મળશે તો હું તમને તરત ફોન કરીશ."

અરધા કલાક પછીની વાત છે. યુસુફ પોતાના ઘરમા બેઠો હતો. દરિયામાં ભીજાવાથી તેના કદાવર શરીરને કંઇ ઇજા થઇ નહોતી. મહમદ તેની નજીક અધીરો થઈ કંઇ નવી વાત સાંભળવાની આતુરતાથી રાહ જોતો બેઠો હતો. યુસુફે તેને ટૂંકમાં બપોરના સાહસની વાત કહી.

"ધારો કે તમે--" મહમદ બોલ્યો.

"ધારો કે શું ? ગુન્હા શોધક શાસ્ત્રમાં તર્કશાસ્ત્ર પણજ મોટો આધાર છે. પણ મહમદ ! એ તર્કને સાબીત કરવા માટે પુરાવા જોઇએ છે. જા, લેબોરેટરીમાં જા—ને થોડુંક સેલીકલીક તથા ક્લોરાઇન ગરમ કર. હું એક અત્યંત નાજુક પ્રયોગ કરવા માગું છું."

મહમદ સલામ કરી સીધો લેબોરેટરીમાં ગયા અને "ટેસ્ટ ટ્યુબ્સ" તથા " બનસનના બર્નર્સ " માં લીન થઇ ગયો. યુસુફે પોતાનો હંમેશનો

માનીનો ઝબ્બો પહેર્યો અને પછી તે પ્રયોગ શાળામાં દાખલ થયો. તેણે સરલાના સીગરેટ કેસમાંથી કાઢી લાવેલી પાચ સેમસોનીઅન સીગારેટો એક નાના આરસના નીસાતરા પર મુકી અને ધીમેથી એક સીગારેટમાંથી તમાકુ બ્હાર કાઢયો. તે તમાકુ એક પહોળા મ્હોના કાચના પ્યાલામા નાખી તે પર ફીકકા પીળા રંગનો કંઇક પ્રવાહી પદાર્થ નાખ્યો. પછી એ પ્યાલુ ગરમીપર ધરતા તેમાના વિચિત્ર મીશ્રણમાંથી પુદપુદ નીકળવા લાગ્યા. લગભગ અરધો કલાક સુધી જુદીજુદી દવાઓની ટયુબો સાથે પેલી તમાકુના ડિટેકટીવે અખતરા કરી જોયા અને અંતે તેમાંથી ફીકકો લીલો પ્રવાહી પદાર્થ ખેંચી કાઢયો. વીજળીની બત્તી સમક્ષ રાખી તેણે એ લીલા પદાર્થની બારીક તપાસ કરી અને પછી ગુસ્સાથી આંખ ચઢાવી તેણે તેનું એક ટીપુ એક નાની બાટલીમાં નાખ્યું કે જે બાટલીપર "ઝેર" એ ભયંકર શબ્દ લખેલો હતો

"આહ ! મહમાસ '–' તે બબડયો.

"શું છે સાહેબ ?" મહમદે પુછ્યુ.

"એમ છે મહમદ ! કે કૃષ્ણલાલ મે ધાર્યો તો તે કરતાં વધુ ભયંકર જાતનો ખૂની છે. ચાલ, હવે એક પળ પણ ખોવાની નથી." તેણે નિશ્ચોત સ્વરે કહ્યુ. તરત તે ડ્રેસીંગ રૂમમાં આવ્યો અને પઠાણ પહેરીગીરનો પોષાક પહેરવા લાગ્યો એજ વખત બ્હાર છાપા વેચનાર ફેરીઆએ "સંધ્યા" ની બુમ મારી. મહમદ લેઓરે ટરીમાંથી બ્હાર આવ્યો તે યુસુફને જેઇ હસીને બોલ્યો:

"કેમ સાહેબ ! કોઇ જગાએ પહેરીગીરની નોકરી કરવા જવું છે કે શું ?"

"પહેલા જરા ચોરી કરવી છે મહમદ !—" તે બોલ્યો "જા. "સધ્યા" ની એક નકલ લઇ આવ."

બે મીનીટમાં મહમદ "સંધ્યા' ની નકલ લઇ આવ્યો યુસુફે મિસ સરલાની આપઘાતની કોશીષવાળા ખબર વાંચવા માંડી. મહાલક્ષ્મીના તોપખાના નજીકના દરિયામાં ડુબી મરવાની કોશીષ કરનાર સર લલિતરાયની ભત્રીજી વિષે તેમાં અહેવાલ પ્રગટ થયો હતો પણ તેમાં અતિશ્યોક્તિ ન્હોતી. ડિટેકટીવના કહેવા પ્રમાણેજ રિપોર્ટરે ઘણી ખરી હકીકત વર્ણવી હતી.

"સધ્યા" પત્રે છેવટે લખ્યું હતુ કે -

"અમારા ખાસ પ્રતિનિધિને ખબર મળી છે કે સર લલિતરાયની લાખોની મીલકતની એકની એક વારસ મિસ સરલા આ દુનિયાની થોડા સમયની મહેમાન છે અને તેની ગંભીર હાલતથી તેના ભાવી પતિ મી મધુસુદનના દુઃખનો પાર રહ્યો નથી"

"શાબાશ ! કોઇવાર છાપાઓ કિંમતી મદદ કરે છે." ડિટેકટીવ બબડયો. એટલી વારમાં મહમદ પણ ભીખારી વેષમાં તૈયાર થઇ ગયો હતો. બ્હાર જવા પહેલાં ડિટેકટીવ ટેલીફોનપર ગયો અને પોલીસ સ્ટેશનનો નંબર લઇ કોલીન્સને બોલાવ્યો.

"તમે છો યુસુફ !" અવાજ આવ્યો.

"હા. કોલીન્સ, હું પેલા આર્ટીસ્ટની વાત કરૂં છું. તેના રૂમમાંથી જે કેફી વસ્તુ મળી આવી હતી તેનો નમુનો તમે મારાપર મોકલી શકશો ? મારે તેનું પ્રથક્કરણ કરવું છે."

"હા. પણ તમને શક છે—"

"હમણાં કંઇ કહી શકતો નથી. જો આજે રાતે યા કાલે સ્હવારે તમે એ કોકેનનો નમુનો મારાપર મોકલી આપશો તો હું આભારી થઇશ."

"હું જરૂર મોકલી આપીશ."

"થેંકયુ ! આજે રાતે ૯ વાગે જો તમે ખેતવાડી પાચમી ગલીના દેશી પીઠામાં આવશો તો તમને કંઇક નવુ જાણવાનું મળશે. દેશી પીઠું હો–વિલાયતી બાર નહિ."

"વારૂ." સામેથી અવાજ આવ્યો અને ડિટેકટીવે રીસીવર મૂકી દીધો.

"મહમદ ! હવે ખેતવાડી ૫ મી ગલીમાં—જાદુગર સાહેબને ત્યાં–" જતાં જતાં તેણે એક કોથળીમાં એક નાની પેટી તથા "સ્ટોરેજ બેટરી"નાખી દીધી.

સાધારણ પહેરો ભરનાર પઠાણ હોય તેમ તે ધીમે ધીમે ડગલાં ભરતો જાદુગર કૃષ્ણલાલના મકાન આગળ ગયો. કૃષ્ણલાલ ખેતવાડી પાંચમી ગલીમાં એક મકાનમાં ત્રીજે માળે રહેતો હતો. આખો ત્રીજો માળ જાદુગરના કબજામાં હતો. બીજા માળપર ભાડુતો હતા. ભર્યા

મકાનમાંથી જાદુગરના દિવાનખાનામાં કેમ ઘુસવું તે એક સવાલ હતો પણ ડિટેક્ટીવ એમ હિમ્મત હારે તેવો ન્હોતો. રસ્તા પર ઉભા રહી તેણે આમ તેમ નજર કરી. જાદુગરના માળ પર બતી જણાતી ન્હોતી એટલે તેણે કલ્પના કરી કે તે ઘેર ન્હોતો ત્રીજા માળની ગટરમાં પડતી બારીઓ ખુલ્લી હતી. ડિટેક્ટીવને આ સોનેરી તક જણાઇ પણ ત્યાં જવું શી રીતે ?

તેની ખાત્રી હતી કે આ મકાનમાં ત્રીજા માળ પર જઇ તાળું તોડવામાં સાર નથી. એમ કરવામાં અનેક ભય સમાયલા હતા. અચાનક તેના મગજમાં કંઇ નવી સ્ફુરણા થઇ. જાદુગરના મકાનની જમણી બાજુનું મકાન ત્રણ માળનુંજ હતું અને તેના ત્રીજા માળ પર તેનો એક મિત્ર રહેતો હતો. જરાપણ થોભ્યા વિના તે બાજુના મકાનના ત્રીજા માળ પર ચઢી ગયો એ મકાનમાં કેટલીક સ્ત્રીઓ આ પઠાણને ઝડપથી ઉપર જતો જઇ ડરી ગઇ. અને બારણાં બંધ કરી બેસી ગઇ. ડિટેક્ટીવને આજુબાજુ જોવાની ફુરશદ ન્હોતી. તે ઉપર ગયો અને એક ફ્લેટના દરવાજા આગળ જઇ ઘંટી વગાડી.

એક દક્ષીણી સ્ત્રીએ દ્વાર ખોલ્યા. પઠાણને જોતાંજ તે ડરી ગઇ.

"ડરો નહિ બ્હેન ! હું મુસાફ઼ છું-" તેણે મરાઠીમાં પોતાના મિત્રની પત્નીને સમજાવી: "વિનાયકરાવ ઘરમાં છે ? ?"

"હા." કહી તે બાઇએ મુસાફ઼ને અંદર દાખલ થવા દીધો. તેનો મિત્ર વિનાયકરાવ તેનો વેષ જોઇ અજબ થઇ ગયો.

"કેમ ! આજે વળી શું નવાજૂની કરવી છે ?" યુસુફ સાથે શેકહેંડ કરી વિનાયકરાવે કહ્યું.

"આજે તમારા ઘરમાંથી સામેના મકાનમાં ચોરી કરવા જવું છે." યુસુફ હસીને બોલ્યો. વિનાયકરાવ તેની કીર્તિવંત કારકિર્દિ જાણતો હતો એટલે તેણે ટૂંક ખુલાસો મેળવી યુસુફને પોતાની બારીદ્વારા બાજુના મકાનમાં જવાની રજા આપી. એક પળ પણ ખોવા વિના યુસુફે બે બારીઓની વચ્ચે એક પાટીયું મૂક્યું અને વીજળીક વેગે તે જાદુગરના નિવાસસ્થાનમાં જઈ પહોંચ્યો કૃષ્ણલાલનું ભેદી પરદાવાળું દિવાનખાનુ શોધી કાઢતા તેને મુશ્કેલી નડી નહિ. ગજવામાંથી વીજળીની બતી કાઢીને તેણે સ્વીચ દાબી અને તેના પ્રકાશ વડે તે જાદુગરના રૂમમાં ઘુમવા લાગ્યો સઘળે ભારી પરદાઓ ટાંગેલા હતા. યુસુફની નજર દીવાલ અને ગ્રામોફોન-કેબીનેટની વચ્ચેની ખાલી જગાપર પડી તરતજ તેણે પોતાની કોથળીમાંથી પેલી પેટી કાઢી અને તે પેલી જગાએ ગોઠવી દીધી. એ પેટીમાં રબરના પડવાળા તારનું ગુંચળું હતું. એ તારનો એ છેડો પકડી તેણે બારીના છેક નીચેના ભાગમાંથી બહાર કાઢ્યો અને પછી બારીમાથી બહાર પાટીઆ પર આવી પેલો તાર લઇ તે વિનાયકના રૂમમાં ઉતરી પડ્યો. તરતજ તેણે પાટીયું ખસેડી લીધું. આ કામ તેણે જોતજોતામાં પૂરું કર્યું અને પછી એક ખુણામાં પેલો તાર લઇ જઇ તેને તેણે "સ્ટોરેજ બેટરી" સાથે જોડી દીધો.

"મી૰ વિનાયકરાવ ! મહેરબાની કરી આ રૂમનો આજની રાત મને કબજો આપજો હું થોડીવારમાં પાછો આવીશ." તેણે જાદુગરને સીધો કરવાની બંધી જાળ બીછાવી પોતાના મિત્રને કહ્યું. વિનાયકે ડિટેક્ટીવની અરજ મંજુર રાખી અને યુસુફ "સ્ટોરેજ બેટરી"

વાળી રૂમ બંધ કરી. પીઠામાં ગયો. મહમદ એક બેંચ પર બેસી બેવડો પીવાનો ઢોંગ કરી રહ્યો હતો. યુસુફ પણ ત્યાં જઇ ગોઠવાયો થોડીવારમાં કોલીન્સ ત્યાં આવ્યો પણ તેને આ દેશી પીઠામાં દાખલ થતાં કઠે પ્રાણ આવ્યો. મહા મહેનતે તે એક બેંચ પર બેસી યુસુફની રાહ જોવા લાગ્યો.

"ઇન્સપેક્ટર! તુમ દેશી દારૂ પીતા—" પેલા વિચિત્ર પઠાણે કોલીન્સને કહ્યું. ઇન્સપેક્ટર ચમક્યો. તેણે અવાજ ઓળખ્યો ને તે યુસુફની પાસે જઇ બેઠો.

કદાચ જરૂર પડે એટલા માટે મેં તમને બોલાવ્યા છે. જાદુગર કૃષ્ણલાલ આજે તેના ખરા રૂપમાં જાહેર થશે." તેણે ધીમે સ્વરે કોલીન્સને કહયું "મેં બાજુના મકાનમાં મારા મિત્રના રૂમમાં સ્ટોરેજ બેટરી ગોઠવી છે ને જાદુગરના ઓરડામાં વીજળીક તાર જોડવી આવ્યો છું—"

"ઓહ સાહેબ! હું સમજી ગયો તમે "ડીટેકટીવ "ફોન" થી જાદુગરનું જાદુ ભેદવા માગો છો—"-મહમદ ખુશ થઇ બોલ્યો.

"જો મહમદ! તું અહિં વધુ રખડતો ના. હવે જાદુગર સાહેબ કયારે આવે છે તેની સંભાળ રાખવાની છે જરૂર પડશે તો અમે તમારી મદદ માગીશું કોલીન્સ સાહેબજી!"

ત્રણે જણ પીઠાંમાંથી બહાર નીકળ્યા.

# પ્રકરણ ૧૦ મું.

## ખુની પકડાયો!

મહમદને જાદુગરની તપાસ માટે ઘટતી સૂચનાઓ આપી યુસુફ વિનાયકની ખોલીમાં જઇ બેઠો અને પોતના કાનમાં "વાયરલેસ ઇયર ફોન્સ" લગાવી ધીરજથી રાહ જોવા લાગ્યો. મહમદ રસ્તાપર એક હોટલમાં બેસી જાદુગરના મકાન તરફ તીક્ષણુ નજરે જોઇ રહ્યો હતો.

અગીઆર વાગ્યા. મહમદ જરા કંટાળ્યો પણ એજ વખતે એક મોટર ગલીમાં દાખલ થઇ ને તે કૃષ્ણુલાલના મકાન આગળ ઉભી રહી. મોટરમાથી જાદુગરનો ચીનો શોફર એકદમ નીચે ઉતરી પડયો ને તેણે પોતાના શેઠને બ્હાર નીકળવા માટે મોટરનું બારણું ઉઘાડયું. કૃષ્ણુલાલ નીચે ઉતર્યો અને એક હાથ લબાવી બોલ્યો.

"ચાલ, મોતી! આપણે મારા સ્ટુડીઓમાં શાંતિથી વાત કરી શકીશું. મારે તને ઘણી વાત કહેવાની છે."

મોતીએ બગાસુ ખાતી હોય તેમ એક ઉંડો નીસાસો નાખ્યો અને તેના ધ્રુજતા હાથે કૃષ્ણુલાલનો સ્થિર રાંઠોડી હાથ પકડી તે મોટરમાંથી ઉતરી. તરત તેઓ ત્રીજે માળે ગયા જાદુગરનો ચીનો નોકર તેમની પહેલાં ઉપર જઇ બારણું ઉઘાડી તાબેદારીથી એક બાજુએ ઉભો હતો.

અંદર જતાંજ મિસ મોતી એક સોફા પર ફસડાઇ પડી. જાદુગરના ઓરડાની લાલ બતી પરદા પરના ભયંકર ચિત્રો તેને ચચરાવી નાખવાને પૂરતાં હતાં.

કેમ મોતી! વ્હાલી! મેં મારૂં વચન પાળ્યું ને? હવે તને મેલી વિદ્યાની અજબ શકિત વિષે કંઇ શક છે? જાદુગરે ધીમે સ્વરે હસીને કહ્યું.

મોતી જરા ધ્રુજી અને કૃષ્ણલાલની તેના પરની સ્થીર નજર ચૂકવવાને તેણે આડું જોયું:

નહિ ગુરૂજી! મને કંઇ શક નથી. ફક્ત હું બ્હી ગઇ છું. તમે મારા તરફ આમ કેમ જુઓ છો? કૃપા કરી આવી કરડી નજર ન કરો." સ્થીર નજરે જોતો કૃષ્ણલાલ તેની નજીક આવતો જતો હતો તેથી મોતી ધ્રુજી ગઇ.

"તું મારી શકિત માનતી નથી?—" કહી તેણે ગજવામાંથી "સંધ્યા" પત્ર બ્હાર કાઢી મોતીના હાથમાં મૂક્યું.

"તારી નિર્દોષ નિરોગી સુખી અને આનંદી પીત્રાઇ બ્હેન શા માટે દરિયામાં પડવા ગઇ? એ મેલી વિદ્યાના પ્રતાપ છે કે જેનો હું ઉસ્તાદ છું."

તેની અપવિત્ર આંખોના ભયંકર તેજથી બીચારી મોતી મોત જેવી ફીક્કી થઇ ગઇ.

હા. હા. મને તે વીષે કંઇ શક નથી. પણ એ બહુ ભયંકર છે—"

શું છે?"

એ કામ પવિત્ર નથી."

જાદુગર હસ્યો.

"હું ડર ના વ્હાલી! તારી અભિલાષા મેં પૂર્ણ કરી છે. તેં મને સરલાને તારા માર્ગમાંથી દૂર કરવાનું તેં મને કહ્યું હતું કે તે તારા ભાવી સુખમાં કંટક સમાન છે. વેલ, મેં તેને તારા રસ્તામાંથી દૂર કરી છે જો આ વાંચ—'મિસ સરલા આ દુનિયાની થોડા વખતની મહેમાન છે. તે બચી શકે એમ નથી'—હવે મારી વાત સાંભળ મારામાં અસામાન્ય જાદુઇ શક્તિ છે પણ મેલી વિદ્યાની શોધ કરવા માટે મને પઇસાની જરૂર છે થોડાજ સમયમાં બનતાં સુધી કાલે યા પરમ દિને તું તારા લખપતિ કાકાની દોલતની માલીક થશે મોતી! એ વખતે તને શ્રીમંત બનાવનારને ભુલી ન જતી. મારી મદદ વિના તારી પિત્રાઇ બ્હેન સરલા તારા માર્ગમાંથી ખસી જાત નહિ. હવે હું સ્પષ્ટ વાત કરીશ. મેં તારે માટે કરેલી મહેનતનો બદલે શો છે?"

"ઓ ગુરૂ!—" તતપપ થતી મોતી બોલી.

જાદુગર તેની છેક નજીક ગયો અને સોફા પાસે ખુરશી પર બેસી મોતીની આંખમાં આંખ મીલાવી બોલ્યો: "સાંભળ મોતી! મને પઇસા જોઇએ છે મને મારી ફીના એક લાખ રૂપીઆ જોઇએ છે. આ કરાર પત્ર પર સહી કર; નહિ તો—" તે ચુપ થઇ ગયો પણ તેના મૌનમાં એવી ભયંકરતા હતી કે મોતી સીજી ગઇ. તેણે અર્ધબેભાન હાલતમાં હાથમાં કલમ લીધી. કૃષ્ણલાલે ધીમા સ્વરે કરાર વાંચ્યો:

"હું મિસ મોતી રમણલાલ શ્રોફ આ કરારથી પ્રોફેસર કૃષ્ણલાલ ટી. પારેખને રૂ. ૧૦૦,૦૦૦ અંકે એક લાખ મારા કાકા સર લલિતરાયનો વારસો મને મળ્યા પછી ત્રણ મહિનાની મુદતની અંદર

આપવાને કબુલ કરું છું—આના પર સહી કર, મોતી વિચાર કર કે મારે લીધે તું લક્ષાધિપતિ બનાર છે."

ધ્રુજતા હાથે મોતીએ સહી કરી તેઓ બદમાસ માણસના પંઝામાં લાચાર થઇ ગઇ હતી. તેને હવે આ નીચ દુષ્ટની જાળમાં ફસવા માટે ઘણો પશ્ચાત્તાપ થયો પણ હવે એ શું કરે? પારધીની જાળમાં સપડાયલી હરિણી જેવી તેની લાચાર હાલત હતી. તેણે સહી કરી અને પછી જાણે બેભાન થઇ જતી હોય તેમ સોફાને અઢેલી નિસાસા થઇ પડી.

"ડર ના મોતી! હું સવ શક્તિમાન છું તે તો તું સારી પેઠે જાણે છે ને? જો તું મારી સાથે દગો નહિ કરશે તો હું તારો મિત્ર અને શુભેચ્છક થઇ રહીશ. પણ જો તું બેવફા થશે તો અંદેરીમાંની પેલી જીવતી સુંદરી યાદ રાખજે."

મોતી અત્યંત ડરી ગઇ હતી. આ ભયંકર માણસ પાસે તે વધુવાર થોભી શકી નહિ. તરતજ તે ઉભી થઇ બોલી.

"ગુરૂ દેવ! હવે હું જાઉં? હું થાકી ગઇ છું."

"હા. જા." કહી તેણે ઘંટી વગાડી અને તેનો ચીનો નોકર હાજર થતાં તે બોલ્યો: "આહકુ! મિસ મોતીને એમને ઘેર લઇ જા અને પછી મેં કહ્યું છે તે જગ્યાએ જઇ આવજે. આપણા અખતરા માટે આપણને વધુ "ફીસ્ટલ્સ" ની જરૂર છે."

ચીનો આ સાંભળી નમ્યો. મોતી ધ્રુજતી ધ્રુજતી દિવાનખાનામાંથી બહાર નીકળી ગઇ અને તે મોટરમાં જઇ બેઠી ત્યારેજ તે કંઇક છૂટથી શ્વાસ લઇ શકી.

તે ગયા પછી કૃષ્ણલાલ આરામ-ખુરશીપર પડયો અને પોતાની નીચ યુકિતને મળેલા વિજયથી હસ્યો તેને ભાન પણ ન્હોતું કે તેનો એકેએક શબ્દ બાજુના મકાનમાં પ્રખ્યાત ડિટેકટીવ યુસુફ સાંભળતો હતો. યુસુફે મોતી ગયા પછી મહમદને જે હુકમ કર્યો તે પણ જાદુગર સાંભળી શકયો નહિ તે જાણતો ન્હોતો કે તેને માથે મોત ભમી રહ્યુ છે જો તે એ બીના જાણતો હોત તો આરામથી સીગરેટનો ધુમાડો કાઢી શકત નહિ.



જાદુગરના દિવાલ પર ટાંગેલા ઘડિયાળમાં એકનો ટકોરો થયો.

તે એક જાદુનું પુસ્તક વાંચવામાં તલ્લીન થઇ ગયો હતો. એકનો ટકોરો થતાં તેણે ઉંચે જોયું અને તેજ પળે રસ્તામાં મોટરનો અવાજ સંભળાવાથી તે હસ્યો. થોડીક મિનિટ પછી દિવાનખાનાના દ્વાર ખોલી તેનો ચીનો નોકર શોફરના ડ્રેસમાં બીલાડી પેઠે જરા પણ અવાજ કર્યા વિના અંદર આવ્યો.

"આહ કુ! તું પેલી ચીજ લઇ આવ્યો?"

"જી મિસ મોતીને તેને ઘેર મુકીને હું એ ચીજ લેવા ગયો હતો— કે તરતજ ફાનમાબાઇએ મને "ક્રીસ્ટલ્સ" આપી દીધા."

"આહ કુ! ખરેખર એ ક્રીસ્ટલ્સ જાદુઇ છે! તું ખરેખરો જાદુગર છે. કોકેન ક્રીસ્ટલ્સ વાયરલેસ ક્રીસ્ટલ્સ! બંનેનો તું ઉસ્તાદ છે." જાદુગર બોલ્યો.

"આ આપણે મુકીએ છીએ ત્યાંજ મુકશો ને?"

"હા. લાવ, મને આપી દે."

તે ચીનાએ તેને ગજવામાંથી એક સફેદ પડીકુ' કાઢયુ' તે એક ચિત્ર પાસે ગયો. તે વખતે જાદુગર તેને જોઇ રહયો. તેણે એક ખીટી ખે'ચી તરતજ ચિત્રની ફ્રેમ નીચી પડી ગઇ અને દિવાલમાં નાનું કાણું નજરે પડયુ'. ચીનાએ તેમાં પેલી પડીકી મુકી દઇ ખીંટી પાછી ઉપર ખે'ચી એટલે ચિત્ર જેવુ હતુ' તેવું થઇ ગયુ'.

"શાબાશ! આહ ફુ! તારી શકિત અજબ છે. જો તેં આ યુકિત શોધી કાઢી ન હોત તો આ ભયંકર ચીજ આપણે કયાં સાચવત? તુ' શા માટે પ્રાછો જાદુના તમાશામાં જોડાતો નથી? તારી શોધેલી ડાકણુ અજબ ચમત્કારિક છે હો!"

ચીનાએ આ સાંભળી અગમ્ય સ્મિત કર્યું.

"મને અહિંયાજ મઝા છે, સાહેબ!" તે બોલ્યો.

"તુ' વિચિત્ર માણુસ છે. આહ! આજે રાતે તુ' જુદોજ સખસ દેખાય છે અફીણુ બફીણુ તો નથી લીધુ ને?" એજ પળે તે બોલતો બ'ધ થઇ ગયો કેમકે પેલો ચીનો તેની સામે રીવોલ્વર ટાંકી ઉભો હતો.

"આહ! તુ ગાંડો થયો છે કે શુ'? મુકી દે રીવોલ્વર! બદમાસ!" જાદુગર બરાડયો.

"હવે ચાલાકી જવા દો ને ચુપચુપ ઉભા રહો." તદ્દન જૂદા અવાજે ચીનાએ જવાબ આપ્યો: "જો જરા ગરબડ કરી તો તુમારી ખોપરી તૂટી જશે."

"દગો! બદમાસ! મારી સાથે દગો?" જાદુગર હજુ પણ ચીનાને પોતાનો નોકર સમજી ધમકાવવા લાગ્યો.

"તમે બીજી ભુલ કરો છો." કહી એક હાથે રીવોલ્વર તાકી રાખી, બીજે હાથે પેલા ચીનાએ રૂમાલ વડે પોતાના મ્હોપરથી પીળો રંગ લુછવા માંડયો.

"તમે? યુસુફઅલી?–" જાદુગર તેને પીછાનતાં અવાક જેવો થઇ આટલા બે શબ્દો બોલી શકયો.

"હા હું! તમને આ વખતે હેરાન કરવા માટે દીલગીર છું." મશ્કરી કરતો યુસુફ બોલ્યોઃ "મહમદ! બે કોન્સ્ટેબલને બોલાવને ડોબીન્સ સાથે અહિં આવ..."

જાદુગર મુઝાયો તેણે જોયું તો દિવાનખાનમાં યુસુફ શિવાય બીજું કોઇ ન્હોતું ત્યારે એ ડિટેકટીવ કોની સાથે વાત કરતો હતો? તેની મુઝવણ જોઇ યુસુફ હસીને બોલ્યોઃ "દુનિયામાં તમનેજ જાદુ આવડે છે એવું નથી." તેના અવાજમાં કટાક્ષ આવ્યોઃ "આ રૂમમાં "ડીટેકટોફોન" છે ને તેને બાજુના મકાનમાં બેટરી સાથે જોડવામાં આવ્યો છે. ત્યાં આપણી વાત સાંભળતો મારો મદદનીશ મહમદ બેઠો છે."

"પણ તમે અહિં શી રીતે આવ્યા? આઠપુ આખો દિવસ મારી સાથે હતો–" જાદુગર બોલ્યો.

જાદુગર સાહેબ! એટલું પણ સમજતા નથી? તમે આઠપુને મિસ મોતીને ઘેર મુકી ક્રીસ્ટલ્સ લેવા જવાનો હુકમ કર્યો તે મેં સાંભળ્યું હતું. ક્રીસ્ટલ્સનો અર્થ હું તરત સમજી ગયો તેથી મેં

મહમદને પાછળ પડવાનું કહ્યું મોટરની પાછળના વધારાના પૈડા પર સવારી કરવામાં મહમદ ઉસ્તાદ છે. તમારો ચીનો નોકર કોકેન લઇ પાછો આવતો હતો તે વખતે મહમદ તેના પર તુટી પડયો અને તેને પકડી તે મારી પાસે આવ્યો. ચીના પાસેથી મે કોકેનનું પડીકું લીધું. મારી પાસે વેષ બદલવા માટેનો રંગ હાજર હતો આહ ફુના કપડા મેં પહેરી લીધા ને હું તમારી સેવામાં હાજર થયો. હવે સમજ્યા ?" ડિટેક્ટીવ હસ્યો. એ હાસ્યે જાદુગરના ગાત્ર સ્થીલ કરી નાખ્યા.

"તમારૂં નખ્ખોદ જાય !" તે ગુસ્સાથી બરાડયો.

થોડીવારમાં મહમ્મદ કોલીન્સ અને બે ડિટેકટીવોને લઇ જાદુગરના દિવાનખાનામાં આવ્યો.

"શું છે યુસુફ ?" કોલીન્સે પૂછ્યું.

ડિટેકટીવે ટૂંકમાં બધી વાત કહી. કોલીન્સે જાદુગરના દુષ્ટ મ્હો તરફ જોયું અને તે બોલ્યો:

"હું તમને ખુનની કોશેષ કરવાના આરોપ માટે પરહેજ કરૂં છું —તમે જે કંઇ બોલશો તે તમારી સામે પુરાવા રૂપે વપરાશે." કાયદાની જડ ભાષા શરૂ થઇ.

"મને લાગે છે કે કાલે સ્હવારે બીજો આરોપ ઉમેરવો પડશે." યુસુફ બોલ્યો.

જાદુગરનો ચ્હેરો ભયંકર થઇ પડયો. તેણે છેલ્લા પાસા ફેંકયા: "સંભાળીને કામ લેજો. હું જાદુગર છું નો—"

"ચુપ રહો." કોલીન્સ બરાડયો ને જાદુગરનુ' જાદુ હવામાં ઉડી ગયુ'.

    

જાદુગર પરહેજ થયા પછી બીજી સ્હવારે યુસુફ અને મહમદ નાસ્તો લેતા હતા. પણ મહમદનુ' ધ્યાન નાસ્તામાં ન્હોતું. તે આ બધો ભેદ જાણવાને આતુર થઇ રહયો હતો. યુસુફના હુકમને અનુસરી તે આહ ફુની મોટરની પાછળ ચઢી બેઠો હતો. મિસ મોતીના ઘર આગળ થોભી ત્યારે તે વીજળીક વેગે ઉતરીને કયાંક છૂપાઇ ગયો હતો અને પછી પાછો મોટરની પાછળના પૈડા પર બેસી કામાટીપુરા ગયો હતો કે જ્યાં આહ ફુને ફાતમા નામની એક મુસ્લીમ સ્ત્રીએ કોકેનની પડીકી આપી હતી. પાછા ફરતી વખતે મહમદ આહ ફુ પર તૂટી પડયો હતો અને ચાલતી મોટરે ચીના અને મહમદ વચ્ચે થયલી સખ્ત ઝપાઝપીમાં ચીનો હારી ગયો હતો મહમદ ત્યાર પછી ચીનાને વિનાયકની ખોલીમા યુસુફ પાસે લઇ ગયો હતો

"તે' કાલે પ્રશ'સાપાત્ર બહાદુરી બતાવી હો મહમદ!" નાસ્તો પુરો કરી યુસુફ બોલ્યો.

"પણ હવે મારી શ'કાઓનુ નિવારણ કરોને!" અધીરાઇથી મહમદે કહયુ'.

'બોલ, હવે તારે જે પુછવુ' હોય તે પૂછવા માંડ." ડિટેકટીવ સીગરેટ સળગાવતો બોલ્યો.

"પહેલા તો હું એ જાણવા માગું છું કે કૃષ્ણલાલ કોણ છે? એ બદમાસ છે તે તો હું જાણું છું પણ એ જાદુગર છે ખરો? દુનિયામાં મેલી વિદ્યા અને ડાકણ જેવી ચીજો છે?"

"નહિ. મહમદ! તરંગી અને નબળા મનની સ્ત્રીઓના ભ્રમિત ધખારાનો લાભ લઇ તેમને નીચોવનારા બદમાસોમાં કૃષ્ણલાલ એક હુશિયાર બદમાશ છે મુએલાના આત્મા સાથે વાત કરવા માટે પ્લેન્ચેટ વિગેરેમાં શ્રધ્ધા રાખનારાં સ્ત્રી પુરૂષોને ભમાવીને એ જીવન ગાળતો હશે. કદાચ એના "આધ્યાત્મિક મંડળ"ના સેંકડો મુર્ખાઓને ભમાવીને એણે પૈસા પડાવ્યા હશે."

"પણ પેલી ચુડેલ? સાહેબ! એને તો મેં નજરે જોઇ હતી."

"બરાબર તારી વાત હું ખોટી માનતો નથી. ખરી વાત આજે સ્હવારે આહ પુ સાથે વાત કરતાં મને માલુમ પડી છે અને તે પરથી મને ખબર મળી છે કે જો કોઇ જાદુગર હોય તો તે કૃષ્ણલાલ નહિ પણ આહ પુ છે એ ચીનો પહેલા નજરબંધીના ખેલ કરતો હતો કંઇ શકમંદ કામમાં સાથે થઇ જવાથી તે કૃષ્ણલાલનો સાથી થયો અને પછી બંને જાદુના ધંધાના ભાગીદાર થયા તેં લાકડી પર સવાર થયલી જે ડાકણ જોઇ હતી તેનો ભેદ સહેલાઇથી સમજાવી શકાય એવો છે. તેં કદી વાયરલેસથી સ્ટીમરોની હીલચાલ પર અસર કરવાની વાત સાંભળી છે?"

"હા. શું આ ડાકણથી રેડીઓ" 'ઉડી હતી?"

હા. રેડીઓની શોધ બાલ્યવસ્થામાં છે તે છતાં આપણે વાયરલેસના મોજાંથી વીમાનો અને સ્ટીમરોને કાબુમાં લઇ શકીએ છીએ.

કોલીન્સ સાથે કૃષ્ણલાલના સ્ટુડીઓની ઝડતી લેતાં મને તારી ચુડેલને તેની લાકડી મળી આવી હતી. એ કહેવાતી લાકડી પર મેગ્નેટીક સ્ટીલ જડેલું હતુ. તેના પર ચુડેલની આકૃતિ હતી. તે ડાકણનું શરીર એટલે બે હાઇડ્રોજન બલુનો તેના વચ્ચની અંદર બાહેરીથી વાયરલેસ એન્ટીન છૂપાવવામાં આવ્યુ હતું. પેલી લાકડીએ મેગ્નેટ નું કામ કર્યું હતુ બલુનો ફુગેલા હોવાથી ચુડેલનો આકાર મનુષ્ય જેવો લાગ્યો હતો અને એ આખો તમાસો આહફુએ નજીકની વાડ આગળ રહી વાયરલેસથી ભજવી બતાવ્યો હતો."

મહમદ ખડખડ હસી પડયો.

"સારૂ થયુ સાહેબ' કે તમે આ ભેદ ફોડયો. મને એને લીધે રાતે ઉંઘ આવતી ન્હોતી."

યુસુફે સ્મિત કર્યું.

"આ બધી ધમાલ કરવાનું કારણ નબળા મનના માણસોપર ગંભીર અસર કરવાનું હતું જે કારણ ઝુંપડામાં આવી હતી તે કૃષ્ણલાલની કોઈ મળતીઅણ હશે—કદાચ કોઈ નીપુણ નટી પણ હોય'—"

"હશે પણ મિસ સરલા અને પેલો ચિત્રકાર આપઘાત કરવા કેમ તૈયાર થયાં હશે? આ ભેદ સૌથી ગંભીર છે." મહમદે પુછ્યુ.

"ખરી વાત છે. તું જાણતો હતો કે મિસ મોતી મિસ સરલાને ધિક્કા-રતી હતી કેમકે તેને લીધે તેને સર લલિતરાયનો વારસો મળતો ન્હોતો.

આ બીનાની કૃષ્ણલાલને ખબર પડતાં તે વચ્ચે પડયો અને સરલાને જાદુઇ શકિતથી મારી નાખવાની મોતીને લાલચ બતાવી. ખરી વાત એ હતી કે તે એક સુક્ષ્મ પણ ભયંકર ઝેરનો ઉપયોગ કરતો હતો. સરલાને મડમોના સહવાસથી સીગરેટ પીવાની ટેવ પડી હતી. થી રીતે તે મેં હજુ શોધી કાઢયું નથી પણ ગમે તે રીતે કૃષ્ણલાલે સરલાની સીગરેટમાં "મરકેપટન" (Mercaptan) નામનું ઝેર મેળવ્યું હતું. આ જમાનામાં શોધાયલા ઝેરોમા એ ઝેર સૌથી વિચિત્ર છે, મહાન શોધકોના મત પ્રમાણે આ ઝેરમા એવી અસર છે કે તે ચોકસ પ્રમાણમાં લીધા પછી માણસ ગાડો જેવો બની જાય છે ને અ તે અનિત મગજને લીધે આપઘાત કરે છે."

"આહ ! કેવો નીચ બદમાસ !" મહમદ ધિક્કરથી બોલ્યો.

"હા. એવા દુષ્ટો દુનિયામા બહુ ઓછા હોય છે. દયારામ ચિત્રકાર પણ એવીજ રીતે મોતનો ભોગ થયો હતો એવો મને શક છે તે જે કોકેન લેતો હતો તેનુ હું પ્રથક્કરણ કરીશ ને જો તેમાં પણ "મરકેપટન" માલુમ પડશે તો કૃષ્ણલાલ પર બીજા ખુનનો આરોપ હુ પુરવાર કરીશ. કદાચ એ યુવાન ચિત્રકાર જાદુગરનો ભેદ પામી ગયો હશે અથવા કઇ બીજા કારણે તેનું ખુન કરવાની બદમાસ કૃષ્ણલાલને જરૂર જણાઇ હશે. ગમે તે હોય આપણે તે કોઇ વખતે શોધી કાઢીશું. હાલમાં મિસ સરલા ધીમે ધીમે સાજી થતી જાય છે એટલુ બસ છે ! મેં ડોકટરને યોગ્ય સુચના કરી છે એટલે તે ઝેરની અસરથી મુકત થતાં તરતજ અસલના જેવી નિરોગી, હસતી રમતી યુવતી થઇ જશે."

"આહ! સાહેબ! તમારૂ ભેજું પણ અલ્લા મીયાએ ફુરશદે ઘડયું છે—" મહમદ પ્રશંસાની લાગણીથી બોલ્યો. અને આ રીતે એ સુવિખ્યાત ડિટેકટીવે કહેવાતા જાદુગરનો ખુની પ્રપંચ પ્રગટ કરી તેને કાયદાને સ્વાધીન કર્યો.

